# ગ્રામસ્વરાજના પથિકોને

પ્રવક્તા:

વિનોબાજી

સંપાદક:

હરિવલ્લભ પરીખ

આનંદ નિકેતન
રંગપુર, (પો. પાનવડ)

ॐ

ગ્રામસ્વરાજને પંથે

ડગલાં ભરતા

વિનોબાના વહાલા વનવાસીઓને

સપ્રેમ અર્પણ

— હરિવલ્લભ

ધ્રાંગધ્રા (સૌરાષ્ટ્ર),
તા. ૯-૧૨-૧૯૫૮,

# અનુક્રમણિકા



'આનંદ નિકેતન', રંગપુર આશ્રમમાં પૂ. શ્રી વિનોબાજી

# આમુખ

**આ** એક યાદગાર પુસ્તક છે. વડોદરા જિલ્લાના વનવાસી પ્રદેશમાં વિનોબાએ પ્રવેશ કર્યો. ક્રાંતિનાં ઘોડાપૂર જેમ આવે છે તેમ લોકશક્તિનાં ઘોડાપૂર ઉપર વિનોબાની શાન્તિમય ક્રાન્તિ યાત્રા શરૂ થઈ. કુદરત કહે મારૂં કામ ને સપ્ટેમ્બર–ઓકટોબરમાં એણે ચોમાસું જમાવી દીધું. ઇન્જીનીયરો 'ના' કહે કોન્ટ્રાકટરો કહે ૫૦ હજાર રૂપિયામાં પણ ૧૨ ઓકટોબર પહેલાં વિનોબા યાત્રા પથ તૈયાર થાય નહીં. રસ્તા ડુંગર તોડીને કરવાના હતા. વચ્ચે પડતી નદી અને નાળાંઓ નાખવાનાં હતાં બધાં કહે આ કામ અશકય છે અમારા સાથીઓ છેલ્લા ચાર માસથી ભારે વરસાદમાં ૪–૪ વખત પ્રદેશના ૪૦૦ ગામો ખુંદી ચૂકયા હતા. હું પ્રવાસમાંથી આવ્યો. સરકારી તંત્રે રસ્તાઓ અંગે ચિંતા પ્રગટ કરી. એમને મન સરકારનો માનીતો મહેમાન આવવાનો હતો અમે વિશ્વાસ સાથે કહ્યું: બધું બરાબર થઈ જશે આ હતી ૨૪મી સપ્ટેમ્બરની એક સાંજ! ૧૮ દિવસમાં ૨૨ માઇલ રસ્તો કરવાનો. ૬–૭ માઇલ તદ્દન નવો ડુંગર તોડીને બનાવવાનો બે મોટી નદીઓ અને ૧૮ નાળાં બાંધવાના. કોઈ શક્તિના જોરે મેં આમ કહ્યું હશે? ભાઈઓ, લોકશક્તિના જોરે. આ જ અમારી પૂંજી છે, આ જ અમારૂં બળ છે. આ પ્રદેશમાં ૧૦ વર્ષ અમને થયાં. લોકશક્તિને જાગ્રત અને એનો સંગ્રહ કર્યા સિવાય અમે અહીં બીજું શું કામ કર્યું છે? આજે એ મૂડીનો ઉપયોગ થયો. બાંધેલાં નાળાં રોજ રાત્રે ભગવાન (વરસાદ) તોડી નાખે. સવારે વાનરસેના (વનવાસીઓ) કામે લાગી જાય. ગજગ્રાહની જેમ છેલ્લે તો

વેચલાભાઈને વ્યવસ્થામાં કામ સોંપાયું હતું.. બપોરે ખબર આવી કે એમનો ૨૫ વરસનો પુત્ર રામશરણ થયો છે, મડદું એની રાહ જૂએ છે. વેચલાભાઈએ જ્વાબ આપ્યો: "એને તમે બધા મળીને બાળી દેજો. હું આજે નહીં આવું, કામમાં રોકાયેલો છું."

સવારે આ જ વેચલોભાઈ પાણીના ઘડા સાથે અમને રસ્તામાં મળ્યો. મોટર ઊભી રાખી અમે એને પૂછ્યું: "હજી અહીં જ છો? જલ્દી જાઓ, સામાન ત્યાં પહોંચતો કરવાનો છે." એના સાથીએ જ્વાબ આપ્યો: "એનો છોકરો કાલે ગુજરી ગયો છે. એની રાખ ટાઢી કરવા જાય છે."

વેચલોભાઈ વચ્ચે બોલી ઊઠયો: "ભાઈ, તમે આગળ વધો. હું આ આવ્યો" અમે સૌ ગળગળા થયા. એની કર્તવ્યનિષ્ઠાએ એને સમત્વ અને સમાધ સુધી પહોંચાડી દીધો. આ પ્રસંગ સાંભળી "બાબા"એ તીલક મહારાજનો દાખલો કહી સંભળાવ્યો: લોકમાન્ય અગ્રલેખ લખતા હતા ત્યારે ડોકટરે કહ્યું કે, "તમારો પુત્ર ચાલ્યો. મળવું હોય તો ચાલો "તીલક મહારાજે કહ્યું: લેખ પૂરો કરીને જ આવીશ. છાપુ નિયમિત જવું જોઈએ."

સુદામા અને શબરીઓ રોટલાના ટોપલા ભરીભરીને ગજ્જલાવાંટ તરફ જતાં હતાં સાથીઓએ પૂછ્યું: "આ કયાં જાય છે?" જ્વાબ મળ્યો: "બાબાજીના સાથીઓને જમાડવા ગજ્જલાવાંટ મકાઈના તાજા રોટલા લઈને જઈએ છીએ ૧૦૦૦ માણસોને ગામેગામના તાજા રોટલાથી જમાડયા કોઈકે કહ્યું: "... .. ને વિકેન્દ્રત રસોઈ રચના રચાઈ હૈ!"

"પ્રેમ મે પથ્થર ભી ના પિઘલે, તો કરુણા કી રહી કહાની કયા?" — કવિએ આમાં કરુણાની મહિમા બે લીટીમાં વ્યક્ત કરી છે.

અમલદારોને અને પ્રધાનોને બાબાએ કહ્યું : "એક બાજુથી વિશાળ માનવસમાજનો વિચાર, અખિલ માનવ ! અને બીજી બાજુથી મારું ગામડું—આમ ચિંતન ચાલવું જોઈએ. એ બંને વચ્ચેની મર્યાદાઓ, પડદાઓ અને પગથિયાંઓ તૂટવાં જોઈએ; એવો યુગ બહુ જોરથી આવી રહ્યો છે. આજે નથી તો આવતી કાલે આવશે હા, આજ અને કાલ વચ્ચેનું અંતર ચોવીસ કલાકનું હોય કે બે વર્ષનું હોય, પણ બહુ દૂર નથી. આજે કૂતરા પણ ૫૦૦ માઇલ ઊંચે ચડે છે ત્યારે માનવબુદ્ધિનો કેટલો વિકાસ થયો છે તે સમજવું જોઈએ ભક્તિમાર્ગમા જેમ ભક્ત અને ભગવાન વચ્ચે પંથ, મંદિર, ધર્મ, ગુરુ, મંત્ર, જંત્ર કશું નથી રહેતું, તેમ ગ્રામ અને વિશ્વ વચ્ચે કોઈ મારફત ન જોઈએ ગામનો સીધો સંબંધ પોતાની સરકાર સાથે હોય વચ્ચે પ્રાંત-ઓફીસર, કલેક્ટર વગેરે મારફત શા માટે જોઈએ?

વિચારથી જય જગત અને આચારથી જય ગ્રામદાન — એમ થવું જોઈએ એક ભાઈએ મને પૂછ્યું કે તમે આખી દુનિયાનું કામ કરો છો તો પછી બીજા દેશોમાં કેમ નથી જતા? મેં કહ્યું : (બાબાએ કહ્યું.) હિંદુસ્તાનમા કરવા જેવું કામ ઓછામાં ઓછું થાય તો જવાપણું ન રહે અને છતાં જવું પડે તો વાંધો નથી માટે હું 'જય જગત' સાથે 'જય ગ્રામદાન' કહું છું. આમ થાય તો "પંડિત નેહરુ પછી કોણ?"— એવો નબળો, નિષ્પ્રાણ અને નિરર્થક પ્રશ્ન પુછાય નહીં. ભારત જેવા દેશને એવો પ્રશ્ન શોભે નહીં. આજે એનો પ્રશ્ન થાય છે કારણ કે આપણે વિચાર કરવાની શક્તિ કેળવી નથી. વિચાર કરવાનું મંત્રીને (પ્રધાનોને) સોંપ્યુ છે અને મંત્રીને વિચાર કરવાની ફુરસદ નથી. એક મંત્રીને મેં પૂછ્યું કે, 'તમે હોળીમાં માનો છો? તેમા શું બાળો છો?' એમણે કહ્યું કે, 'લાકડાં.' મેં કહ્યું કે, 'તમે રેકર્ડ જ (ફાઈલો) બાળો ને! ૩૧ મી ડિસેમ્બર સુધીમા જેનો નિકાલ થયો તેનો થયો બાકીની હોળી કરો માણસની આસક્તિને બાળી મૂકવી એ જ હોળીનો

ઉદ્દેશ છે ને ?' પણ રેકર્ડની જરૂરિયાત એટલે રહે છે કે આપણે વિકેન્દ્રિત રચના કરતા નથી જો આપણે ૨,૦૦૦નું એક એકમ કરીને, એમને આવશ્યક એવાં બધાં સાધનો સોંપીએ, તો વચલી રચના ભાંગી જશે અને એક બાજુ ગામડું અને બીજી બાજુ વિશ્વ રહેશે આ વિચાર અઘરો છે પણ એને ટાળી શકીએ તેમ નથી. આપણે નાનકડી આસક્તિ ઊભી કરીને આપણી જાતને બાળી દેશું તો હિંદુસ્તાન આગળ વધવાનું નથી, તેમ જ ટકવાનું (પણ) નથી. માટે આપણે વિકેન્દ્રિત, સ્વયંપૂર્ણ, વિશ્વસહકારી સમાજ-યોજના કરવી પડશે."

શિક્ષકોને બાબાએ કહ્યું: "આજે સમાજમાં જે આત્મજ્ઞાન, વિજ્ઞાન અને સાહિત્ય છે તે ત્રણેયનું ઊંડું અધ્યયન કરીને, એને વધારવાનું કામ કરવું તે શિક્ષકનુ કર્તવ્ય છે. આમ, શિક્ષકનું કામ સચ્ચિદાનંદનું છે. આવું મહત્ત્વનું ને આકર્ષક કામ મેં તમને બતાવ્યુ પણ તમે કહેશો કે અમને પગાર તો પૂરતો મળતો નથી. હું તમને ઉપાય તરીકે સરકારમાંથી મુક્ત થવાનું જ સૂચવી શકું. આજે તો તમને સરકાર ઉપરથી આદેશ મોકલે છે કે સાત કલાક ગુજરાતી શીખવો અને નવ કલાક અંગ્રેજી શીખવો અને એ બ્રહ્મલિખિત આધાર પર તમારે ભણાવવાનું! આમ, શિક્ષક નોકર બની જાય છે. પરંતુ જો શિક્ષક ગ્રામદાની ગામમાં બેસે અને સરકાર-નિરપેક્ષ શિક્ષણ યોજના કરે, સમાજને દોરવણી આપે, તો એનો સંસાર તો નભશે જ અને પગારની ચિંતા કરવાની નહીં રહે ઉપરાંત એની સ્વતંત્ર કીમત પણ થશે."

રાજનૈતિક પક્ષોને બાબાએ શાંતિસૈનિકનો વિચાર સમજાવતાં કહ્યું: "કેટલાકને પક્ષમુક્તિની મારી શરત આકરી લાગે છે. આપણે અહિંસાની સેનાની વાત છોડીને હિંસાની જ સેનાની વાત લઈએ તો

પણ એ પક્ષમુક્ત જ હોવી જોઈએ, એ સર્વમાન્ય છે. હિંસાની સેના માટે આવી શરત હોય તો અહિંસાની સેના માટે એ અત્યંત જરૂરી છે. શાંતિસેનાની પક્ષમુક્તિની શરતને પક્ષરહિત રાજકારણ અંગેના મારા વિચારોની સાથે કશી લેવા-દેવા નથી આજે થતી અશાંતિ મોટે ભાગે તો પક્ષને માટે જ હોય છે; અને બીજાં કોઈ કારણસર અશાંતિ થઈ તો પણ પક્ષો એનો ઉપયોગ કરે છે. આવી સ્થિતિમાં શાંતિસૈનિક કોઈ પણ પક્ષનો હોય તો એની અસર સમાજ ઉપર પડે નહીં અને સમાજ એના પ્રત્યે સમાદરપૂર્વક જોઈ શકે નહીં. માટે હું પક્ષમુક્તિની વાતો કરું છું."

યુવાનોને બાબાએ આદેશ આપ્યો કે "વડોદરા જિલ્લા પાસે મેં અઢીસો શાન્તિસૈનિક માગ્યા એ અંગે એક ભાઈએ પ્રશ્ન કર્યો કે, '૨૫૦ તો ઠીક, પણ અગિયાર તાલુકા માટે ૧૧ શાંતિ-સૈનિકો મળી જાય તો પણ પૂરતું છે.' મેં કહ્યું (બાબાએ કહ્યું) કે, 'ઉપરથી જોશો તો એવું જ દેખાશે. વ્યક્તમાં બધું આવું જ દેખાય પણ જો અવ્યક્ત શક્તિઓ કામ કરી રહી છે એના ઉપર ધ્યાન આપશો તો જણાશે કે, અવ્યક્ત શક્તિઓ માણસને પ્રેરણા આપી રહી છે, આગળ ધકેલી રહી છે એટલા માટે મને વિશ્વાસ છે કે વડોદરા પાસેથી મેં જે ૨૫૦ શાંતિસૈનિકો માગ્યા છે, એના બદલે મને ૫૦૦ મળશે ૫૦૦ માગત તો ૧૦૦૦ મળત.' આમ આશા તો પોતાની શક્તિ પ્રમાણે આપણે કરીએ છીએ પણ જો પરમેશ્વરની શક્તિને ધ્યાનમાં લઈને કામ કરીએ, તો સફળતા જરૂર મળે વિશ્વાસ રાખો કે, જે મારા જેવા વૃદ્ધને નિરંતર ફરતો રહેવાની પ્રેરણા આપી રહ્યો છે તે શું નવજુવાનોને શાંતિથી બેસી રહેવા દેશે ?"

છેલ્લે, રણોલી મુકામે, બાબાએ આજના ભયંકર સ્વરૂપની અભયંકરકારી પ્રસ્તાવના રજૂ કરતાં કહ્યું: "હું ખાસ કરીને વડોદરાના ભાઈઓ માટે કહું છું કે તમે, હું અને બીજા બધા લોકો એક

શક્તિના હાથનાં ઓજાર છીએ. આપણે જો એવો અનુભવ કરવા લાગીએ કે, આપણે કામ આપણા માટે નથી કરતા, પણ એક કાળ-શકિત આપણી પાસે કરાવી રહી છે, તો આપણને યથાર્થ જ્ઞાન લાધશે. જેમ બાલ-કૃષ્ણ હોય છે તેમ કાલ-કૃષ્ણ પણ હોય છે. ગીતામાં કહ્યું છેઃ- "કાલોસ્મિ લોકક્ષયકૃત્ પ્રવૃદ્ધઃ"–અર્થાત્ લોક-ક્ષયનું (પ્રલયનું) કામ કરવા હું કાળ-રૂપમાં પ્રગટ થાઉં છું. આ દર્શન ભયંકર અને પ્રલયકારી જ લાગે છે લગભગ એવું જ દર્શન આજે વિજ્ઞાનયુગમાં કાળ-કૃષ્ણ દેખાડી રહ્યો છે. આનાથી માણસનો ઉચ્છેદ જ થશે, એવો આભાસ થવા લાગ્યો છે આવી રીતે જોકે આપણી સામે સંહારક રૂપ પ્રગટ થયું છે, છતાં એ સંહારક રૂપ નથી, પણ એક મોટા અભયંકર રૂપની પ્રસ્તાવના છે. આજે દુનિયામાં જે ભયંકર રૂપ પ્રગટ થઈ રહ્યું છે તે આવવાવાળા કલ્યાણકારી યુગની પ્રસ્તાવના છે. જેમ પ્રસવ–વેદના પછી મહાન નિર્મિતિ (નવસર્જન) થાય છે,—જેનો માતાઓને અનુભવ થતો હોય છે,—એવો જ પ્રસવ-વેદનાનો અનુભવ આજે વિશ્વને થઈ રહ્યો છે."

વનવાસીઓને, જમીનદારોને, વ્યાપારીઓને, અમલદારોને, સમાજ-સેવકોને, શિક્ષકોને, સાહિત્યકારોને, શહેરવાસીઓને, વૈદિકોને, વિદ્યાર્થીઓને અને રાજકારણીઓને બાર દિવસમાં બાબાએ બધાને બધું કહી દીધું.

વડોદરામાં જ્યાં વિનોબાનો બાલકાળ વીત્યો છે, જ્યાંથી વિનોબાએ નવજીવનની પ્રેરણાઓ શરૂ કરી, તે વડોદરા પાસે એમને વધારે અપેક્ષા રાખવાનો હક છે. આમ તો આખા દેશ પાસે એમને અપેક્ષા રાખવાનો સરખો હક છે. હવે દેશનો કયો ભાગ બાકી છે કે જ્યાં વિનોબાનાં પગલાં ન પડ્યાં હોય? એમની વાનર-સેના જ્યાં રામજીનો સંદેશો ન લઈ ગઈ હોય?

'ગ્રામદાન' એ દેશના સંરક્ષણ માટેની એકમાત્ર સફળ યોજના છે. સર્વોદયપાત્ર દ્વારા લોકસંમતિથી શાંતિસૈનિકોની સેવાસેના ઊભી

ફરીને વિનોબા ભારતની ભૂમિ ઉપર અહિંસક ક્રાન્તિને આકાર આપવા ઇચ્છે છે. આખી દુનિયામાં અને પાસપડોસમાં સર્વત્ર જ્યારે લશ્કરવાદના ઓળા ઊતરી રહ્યા છે, ત્યારે લશ્કરમુક્ત લોકશાહીનો અવિરત જાપ—અજપાનો જાપ જપતા વિનોબા અહીં આપણને જોવા મળે છે. કેવું, આપણને એના દિલમાં ધખધખતી આગની એક ચિનગારી જો આપે, તો આપણે 'માણસ' બની જઇએ.

માણસો મળીને 'માણસાઈ'નો વિકાસ કરી શકે. માણસાઈનો નાનો સરખો દીવો પણ કેટલાકને અજવાળી શકે છે, તો સમાજજીવનમાં, રાષ્ટ્ર-જીવનમાં પ્રગટેલી માણસાઈ વિશ્વને રોશન કર્યા વિના કેમ રહેશે? એવાં ગ્રામરાજ્ય દ્વારા વિશ્વરાજ્યના પંથે પડેલા પથિકોને આ પુસ્તકમાંથી પ્રેરણા અને પ્રકાશ મળી રહેશે.

આપનો સહયાત્રિક,

આનંદ નિકેતન, રંગપુર;
તા. ૪–૧૨–'૫૮.

હરિવલ્લભ પરીખ

# જય ગ્રામદાન ! જય જગત !!

અત્યારે કહેવામાં આવ્યું છે કે હું તો ઘણો લાંબો પંથ કાપીને અહીં આવ્યો છું. સાડા સાત વર્ષ થયાં હું ઘણા રાજ્યોમાંથી પસાર થઈને આવ્યો છું અને હવે ગુજરાતમાં મારી યાત્રા ચાલે છે, ને ધારું છું કે વીસ હજાર માઈલ તો થઈ છે. એટલે પેદલ યાત્રા ચાલી ચાલીને હું જ દરેક ગામડે સંદેશો પહોંચાડીશ તેવી આશા ન રાખી શકાય. પણ એ સંદેશો તો કાગડા, કોયલ ને મોર પહોંચાડશે, ને પહોંચાડી રહ્યા છે, એટલા માટે હું અહીં આવ્યો તે પહેલાં જ ગ્રામદાન સમર્પણ કરવામાં આવ્યાં.

હું તો અહીં પહોંચ્યો જ ન હતો અને આ બધા અહીંના લોકો કામ કરવા મંડયા છે. હવે હું તો અહીં અમથો જ ફરું છું. આપની બધાંના દર્શન થાય છે. અને મને ઘેલછા, ગામડાંવાળાઓની જેમ, દર્શનની જ છે. એ બાબતમાં બંનેમાં કશો ફર્ક નથી. દર્શનથી જે આનંદ થાય છે તે માટે જ મારી યાત્રા ચાલે છે. તે કારણસર જ, અને બીજું કોઈપણ કારણ ન હોય તો પણ, હું ફરતો જ રહું. તો અહીં આવવા માટે મેં કંઈ વધારે પ્રયાસ કર્યો કે તકલીફ ઉઠાવી એવું કંઈ નથી

અત્યારે સ્વરાજ્ય આવ્યું છે અને હું જે સંદેશ લઈને આવ્યો છું તે વિશ્વસંદેશ છે. વાત તદ્દન સાદી છે પણ એ વિશ્વસંદેશ છે. ધીરેધીરે પ્રજા એને ઝીલશે. અને એ વિશ્વ

સંદેશ છે એ પહેલાં એ ગ્રામસંદેશ છે. ગામ માટે એની અત્યંત જરૂર છે પહેલી ગામને જરૂરત છે, અને પછી આખી દુનિયાને જરુરત છે. એટલે પહેલાં જય ગ્રામદાન, અને પછી જયજગત એવો કાર્યક્રમ છે. [illegible]

મને બહુ આનંદ થાય છે કે વરસાદનો ડર છતાં દૂરદૂરના ગામડાંઓમાંથી આટલી મોટી સંખ્યામાં આટલા ભાઈબહેનો અને છોકરાંઓ આવ્યા છે અને મારા શબ્દો સાંભળે છે. મારા શબ્દોમાં કંઈ જાદુ નથી જાદુ તો મારી હૃદયની પ્રાર્થનામાં છે, જે આપણે સભા-સમાપ્તિ પહેલાં કરીશું. એ પ્રાર્થના એ જ મારી મુખ્ય શક્તિ છે અને તેની સાથે હમેશાં હું એ બોલ કહી દઉં છું

વનવાસી ક્ષેત્રમાં ગ્રામદાન થવાં જ જોઈએ તે સિવાય વનવાસી ક્ષેત્ર ઊભાં થાય નહિ; અને એનું રક્ષણ કરવા માટે બહારથી બીજી કોઈ શક્તિ સમર્થ થવાની નથી જ્યાં સુધી (લોકો) પોતાના ગામની જ શક્તિ પેદા ન કરે ત્યાં સુધી બહારથી મદદ થવાની નથી વરસાદના દિવસોમા પરમેશ્વર વરસાદ તો પાડે, પણ ખેતરમાં જો કંઈ વાવ્યુ હોય તો પાક થાય પણ જો કંઈ વાવ્યુ જ ન હોય તો ખેતરમા પાક ન થાય પરંતુ ઘાસ ઊગે એટલે જો પાક લાવવો હોય તો આપણી મહેનત અને ઈશ્વરની કૃપા એ બંને જોઈએ. પરમેશ્વરની મદદ નહિ મળે, જો આપણે પોતે કામ નહિ કરીએ તો સરકારી મદદ કે બહારની મદદની તો વાત જ શી કરવી ! વનવાસી ગામો શહેરથી દૂર હોય છે શહેર પર એમનુ ચિત્ત આકર્ષાયેલુ રહે છે જંગલમા મંગલ તેઓ કરી શકતા નથી માત્ર લાચારીથી રહે છે પરંતુ મનમાં ઈચ્છા તો રહે છે કે, શહેરમાં રહ્યા હોય તો કેવુ સારું ? તેથી જઈ શકતા માટે જંગલમાં લાચારીથી રહે છે પરંતુ જંગલમાં જે મંગલ કરી શકે, સુંદર દશ્ય, સ્વચ્છ હવા, પાણી અને

આકાશ જે જંગલમાં ભોગવી શકાય છે એ શહેરવાળાને મળતું નથી. તે છતાંયે જીવનની મુખ્ય મુખ્ય વસ્તુઓ જો મળતી હોય તો—વૈભવ મળે નહિ—તો જંગલ ભોગવીએ નહિ, વેઠીએ. ભોગવવું જુદું છે અને વેઠવું એ જુદું છે. અત્યારે તમે જંગલનું જીવન ભોગવતા નથી, વેઠો છો; તો એ હાલત કેવી રીતે બદલાય?

ભૂમિસાતા એ આપણો મુખ્ય આધાર છે. હવા, સૂર્ય, ચંદ્ર જેમ બધાને માટે છે તેમ જમીન પણ બધાને માટે પેદા કરી છે. એટલા માટે મારી જમીન, તમારી જમીન—એ રીતે આપણે જે ભેદ કરીએ છીએ તે નહીં કરવા જોઈએ. આખા ગામમાં જેટલી જમીન છે તે બધાની જમીન છે. એ જમીનનો માલિક ભગવાન છે અને એ જમીનના માલિક તરીકે સરકારમાં ગ્રામસભાનું નામ રહેશે. આખુ ગામ એક કુટુંબ બનીને રહેશે.

આદિવાસી ક્ષેત્રમાં–વનવાસી ક્ષેત્રમાં મોટાં ગામડાં તો હોતાં નથી. પચાસ કે સો ઘરનાં ગામ હોય છે અને એટલાં તો એક કુટુંબ જેવાં સારી રીતે રહી શકે છે. કોઈના ઘરમાં કંઈ થયું તો એકદમ બધાને ખબર પડી જાય છે. કોઈના ઘરમાં જન્મ થયો તો પણ એકદમ બધાંને ખબર પડી જાય છે. આ તો મોટી ખબરો થઈ. પણ કોના ઘરમાં શું રસોઈ થઈ છે તે પણ ખબર પડે. એવી જ્યાં સ્થિતિ હોય, અને જ્યાં અરસપરસ એક બીજાનું જ્ઞાન હોય, ત્યાં સહેજે ગ્રામદાન થઈ શકે છે, અને થવાં જોઈએ.

એનો અર્થ હું એમ નથી સૂચવવા માગતો કે ગ્રામદાન વનવાસી-ક્ષેત્રમાં જ થઈ શકે. ગ્રામદાન શું, શહેરદાન પણ થઈ શકે છે. આ વિચારની અંદર જે અક્કલ છે તે જો શહેરવાળા પાસે પહોંચે તો હાઈસ્કુલ, કોલેજ, વકીલ, વ્યાપારી સર્વત્ર એ વાત થઈ શકે છે.

પરંતુ એ કરવાથી શું લાભ થાય છે અને એ ન કરવાથી શું હાનિ થાય છે એ સમજવુ જોઈએ પરંતુ અહીં કાર્યકર્તા ઓછા છે આખા ગુજરાતમાં—જે ગાધીજીનો પ્રદેશ કહેવાયો ત્યા—એક જમાનામા સેંકડો કાર્યકર્તા કામ કરતા હતા પણ અત્યારે તો પચાસ કે સિત્તેર કાર્યકર્તા માડમાડ થશે તો એટલેથી અહીં કેવી રીતે ચાલે? તો કાર્યકર્તાઓની સંખ્યા વધની જોઈએ અને જો શહેરવાળાઓને ચૂંટી લઇએ તો એ લોકો ગામની સેવા કરે તો જ ટકે, નહિ તો એ નભશે નહિ, એને કશું સૂઝશે નહીં

મહારાજ કહેતા હતા કે ભણેલા છોકરાઓ અહીં આવે છે એ સારું છે પણ એમનામા વ્યાવહારિક બુદ્ધિ ઓછી હોય છે જે નિશાળના તેઓ શીખે છે તે શિક્ષકને જ ઓછું જ્ઞાન હોય છે, તો એ વિદ્યાર્થીઓને તો ક્યાથી આપે? પુસ્તકો વાચી-વાચીને પાસ થાય અને પછી નોકરી શોધે આજે આપણા દેશમા સરકાર ૫૫ લાખ નોકરોને પોષે છે એટલે ૪૦ કુટુબ ઉપર ત્રણ કુટુબનો ભાર પડે છે એટલે કે બસો માણસે પંદર માણસ હુ તો આને સાવ અનર્થ માનુ છું આટલો મોટો નવો શૂદ્રવર્ગ પેદા થઈ રહ્યો છે આજે તો સમાજના સેવકો પોતાની જ સેવા કરે છે જૂની સેવા, પરચુરણ સેવા માટે થોડા ઘણા નોકરો છે માટે તો આ બધુ ભયકર લાગે છે

આ બધા સેવકોને બદલે ગામેગામ જો પાચ હજાર માણસો દીઠ એક સેવક આગળ આવે અને એ લોકોની સેવા કરે એની વ્યવસ્થા થવી જોઈએ કેટલાક શહેરવાળા જે કોલેજમા શીખે છે, ભણે છે, બી એ, એમ એ થાય છે અને પછી આવા કામમા આવે છે એવા કેટલાક ત્યાગી છોકરા—છોકરીઓ અમને મળ્યા છે તો એવા લોકોને વ્યાવહારિક ડહાપણ શીખવાડવુ પડે એમનો આપણે ત્યાગ નથી કરવાના, પણ ઝાઝા સેવકો તો ગામડામાથી જ મળવા

જોઈએ, તમને જે માણસ પર શ્રદ્ધા હોય તેવા માણસને તમારે સેવક તરીકે આપવા જોઈએ આવી રીતે આખા ભારતમાં થઈ શકે છે

અત્યારે તે સરકાર તરફથી ભણેલા–ગણેલા ૫૫ લાખ નોકરો નીમેલા છે એ લોકો ગણેલાવાળાં છે એટલે કંઈ આપણે એમનો દ્વેષ નથી કરતા એઓ પણ આપણા જ છે, પણ તેમનામાં સુખ્યત બધા વહેવારશૂન્ય હોય છે, છતા તેઓ વહેવાર ચલાવવા માટે જ મુકરર કરેલા હોય છે

પરલોક વિદ્યા માટે કે રામાયણ શીખવાડવા માટે ગમેલા લોકો વહેવારશૂન્ય હોય તો ચાલે પણ વહેવાર ચલાવવા માટે જ એવા લોકોને નીમે, તો પછી ખેતીનો મંત્રી હોય અને ખેતી કદી કરી જ ન હોય તેવી હાલત થાય આવી સ્થિતિમાં રાજ્ય ચાલે ત્યારે લોકોની સેવા કરવા ઇચ્છે તો પણ સેવા થાય નહિ.

પછી, ભલે તે ઓછુ ભણેલા હોય, આપણા સંતો કંઈ ઝાઝું ભણેલા નહતા, તેઓ વિદ્વાન ન હતા, — શંકરાચાર્ય જેવા તો કોક જ હશે, — આપણાં સંતો ભણેલા ન હતા પણ ગણેલા હતા એટલા માટે લોકોની સેવા માટે લાયક હતા તેઓ લોકોમાં ભળી જતા હતા અને લોકોની વાત તેઓ કાને લેતા હતા લોકોમાં તેઓ ઓતપ્રોત થઈને સેવા કરતા હતા.

ગામમા, સ્વરાજ્ય શી રીતે લાવવુ તે આપણા સેવકોએ ગામવાળાએને બતાવવું જોઈએ અને એને માટે લોકો સંમતિ આપે કે, આ માણસની સેવા લેવા માટે, અને અમે બધા અહિંસામા માનીએ છીએ તેના પ્રતીકરૂપે, આ સંમતિ આપીએ છીએ બધા જો અહિંસાનુ નામ લેતા થાય તો સામ્યવાદ ને સમાજવાદ એવો ફર્ક ધીરે ધીરે ઓગળતો જાય, અને પછી બધા કામ જ કરે.

સો વરસ પહેલાં એટમની શક્તિ કાંઈ ન હતી. આજે છે એટલા માટે જેટલી ઝંખના, જેટલી તમન્ના બીજા કોઈને શાંતિ માટે છે એટલી જ ઝંખના આજે દુનિયાભરના કોમ્યુનિસ્ટોને શાંતિની વાતોની છે.

સહજીવનની વાત સારી છે અને જે વાત સાચી હોય, જે વિચાર સારો હોય, તે દુનિયામાં ફેલાશે અને જગત એનો સ્વીકાર કરશે. પણ એને માટે જબરજસ્તીની કંઈ જરૂર નથી. જબરજસ્તીમાં કંઈ શક્તિથી નથી. પૂંજીવાદને એ ફાવે તેવું છે. પણ એ અક્કલની શક્તિ નથી, એ મૂઢ શક્તિ છે. હિંસા દેવીએ એવું વ્રત નથી લીધું કે મારે ડહાપણ ભરેલા માણસોના હાથમાં જ રહેવું. એ રાક્ષસોના હાથમાં પણ રહે છે અને દેવોના હાથમાં પણ રહે છે. માટે સામ્યવાદ જો હિંસક રાક્ષસોના હાથમાં જઈ પડે તો આખોને આખો તૂટી પડે. એટલા માટે સામ્યવાદીઓ કેવળ સમત્વની વાત નહોતા કરતા, તેઓ સાથે સાથે શાંતિની પણ વાત કરતા.

તો સમત્વ + શાંતિ = સર્વોદય એમ જ નીકળે. આને સર્વોદયનું નામ આપવા માગતા હોય તો હું તકરાર કરવા નથી માગતો. તો શાંતિ અને સમત્વ એમ મળીને સામ્યવાદ થાય છે. તો એ વાદ શા માટે? સામ્યયોગ કહો તો બસ થઈ ગયું. થોડો ઘણો ભેદ રહેતો હોય તો સ્વભાવ-ભેદ તો બધામાં કંઈક ને કંઈક રહે છે. પણ આવી રીતે આખી દુનિયાની અને આખા ભારતની સ્થિતિ આગળ ધીરેધીરે સર્વોદયથી બનશે કેમ કે તેઓ અક્કલવાળા છે, તેમ હું માનું છું.

પછી કાર્યકર્તાઓ ગામની સ્થિતિ જોઈને કામ કરશે ગામમાં જો બે ભાગ પડી જાય તો ગામને આગ લાગે માટે આખું ગામ

એકત્ર જ રહે તે રીતે કામ કરવું જોઈએ. એટલા માટે બહુમતિ કે અમુક માણસની સત્તા લાદવાની વાત નહિ. બધાનું સમાધાન જે રીતે આજે થાય છે તે રીતે આજે કરવું, અને દસ વર્ષ પછી જે રીતે સમાધાન થાય તે કરવું. "સામ્યમ્ સમાધાનમ્". જેમાં આજે સૌનું સમાધાન છે તે આજનું સામ્યમ્, પાંચ વર્ષ પછી જેમાં સૌનું સમાધાન તે પાંચ વર્ષ પછીનું સામ્યમ્. આજનું સામ્યમ્ પાંચ વર્ષ પછી કામનું નથી, પાંચ વર્ષ પછીનું સામ્યમ્ આજે કામનું નથી.

જ્યાં સુધી ગ્રામસ્વરાજને સંબંધ છે ત્યાં સુધી એમાં કોંગ્રેસ, સામ્યવાદ, સમાજવાદ એવો કંઈ ઝાઝો ફર્ક ન કરી શકાય. પરિસ્થિતિ એવી છે કે બધાંને લગભગ એક વિચાર પર લાવી મૂકે છે. ગામડામાંથી પણ સેવકો મળવા જોઈએ, અને શહેરવાળા કાર્યકર્તાઓ મળે તો ત્યાં શિક્ષણ પણ લાવવું પડશે. અને એમને પોતાનું કેટલુંક શિક્ષણ ભૂલવું પણ પડશે. આ પ્રમાણે આપણા ગુજરાતમાં પાંચ હજાર દીઠ એકેક સેવક મળી જાય અને એમની બીજી-ત્રીજી કોઈ યોગ્યતા નહિ, કેવળ લોકોના સેવક રહે અને અહિંસાનું નામ લે.

અહિંસા અને સમત્વ—એ બેમાંથી એક પણ નામ બાદ કરે તો, સમત્વ વિના અહિંસા નકામી, અને અહિંસા વિના સમત્વ કામ ન કરે. ગાંધીજી પણ આ બે વસ્તુઓને સાથે રાખીને જ આ વાત કરતા હતા. આજના જમાનાનું સમત્વ એ સત્ય જ છે. સત્ય એટલે સમત્વ. બધા એક બીજાના સુખદુઃખની આપ-લે કરે, બધા સમરસ થઈને વર્તે તો જીવન ચાલે. માટે સત્ય એ બધાને કબૂલ કરવું રહ્યું, અને તે સૌને માટે જરૂરી છે. એટલા માટે હું સાડા સાત વરસથી સર્વત્ર આ જ વાત કરું છું. પણ સમત્વની વાત સાડા સાત વરસથી નથી

ચાલતી. જ્યારથી મારું જીવન-વીસ વરસથી આજ સુધી, મેં આ બે વસ્તુ નિરંતર લોકોની આગળ રાખી છે.

સમત્વ, પ્રેમ અને કરુણા જો આખા હિન્દુસ્તાનમાં આવી જાય તો આટલા બધા સેવકોની જરૂર ન પડે. પછી તો ગામ પોતે જ ગામનો કારભાર ચલાવે. કારભાર માટે ખર્ચ ન કરવો પડે તો ઘણો પૈસો પ્રજાની સેવા માટે સીધો મળે. નહિ તો ત્રણસો કરોડ રૂપિયા સેનાની પાછળ, બસો કરોડ રૂપીયા યોજનાની પાછળ અને સો કરોડ રૂપિયાનું અનાજ દર વર્ષે બહારથી મંગાવવા માટે ખર્ચ કરવો પડે

કેટલી બધી દુર્દશા છે! આપણા કૃષિપ્રધાન દેશમાં સો કરોડ રૂપિયાનું તો અનાજ બહારથી મંગાવવું પડે છે. પણ લોકોને ઉત્પાદનમાં રસ નથી. કારણ, ભૂમિહીનોને જમીન સાથે લેવાદેવા નથી. મજૂર તરીકે આજે રાખીએ ને કાલે નય રાખે રોજના આઠ આના આપે. અનાજ તો મુદ્દલ જ ન આપે. એટલે તે વરસ માટે અનાજનો જે ભાવ હોય તે ભાવે બિચારાને ખરીદવું પડે, અને આખા વરસમાં ત્રણસો રૂપીયા મળે. આખા પરિવાર માટે આટલા પૈસા ન ચાલે. એને અનાજ આપવું જોઈએ અને અનાજ ઉપર કંઈક પૈસા આપવા હોય તો આપી શકાય.

**તો હવેથી ગ્રામદાન પછી ગ્રામસભાના સભ્યસદો બધા મળીને નક્કી કરે કે અમારી શક્તિ, અમારું ધન, અમારી જમીન, અમારો પ્રેમ, અમારી અક્કલ, અમારી ઉદ્યોગશક્તિ, અમારી શ્રમશક્તિ, એ બધું ગ્રામ્ય અર્પણ.**

કોઈ આપનારો ને કોઈ લેનારો એવું કંઈક નહિ, બધા જ આપનારા. કોને આપનારા? ગામને બધા જ લેનારા. કોની પાસેથી લેનારા? ગામ પાસેથી. આ તો મને ધીરે ધીરે સૂઝયું. દાન માગનાં

માગતાં મને વિચાર આવ્યો કે જો દાન એ ધર્મ છે, તો તે અમુક લોકોને લાગુ ન પડી શકે.

ધર્મ બધા માટે છે; સત્ય, પ્રેમ, કરુણા બધા માટે છે; તો દાનધર્મ પણ બધાને માટે જ હોઈ શકે. પરંતુ બધા આપી શકે ? બધા જ આપી શકે. જેની પાસે જમીન, શ્રમ, ધન, બુદ્ધિ, એ બધામાંથી જે કંઈ હોય તે અત્યાર સુધી કુટુંબને સમર્પણ કરતા હતા તેને બદલે ગામને સમર્પણ કરે.

જેની પાસે જે કંઈ છે તે ગામને અર્પણ કરે જેવી રીતે આપણે ભગવાનને પ્રસાદ ધરાવીએ છીએ અને પછી એ પ્રસાદ પાછો લઈને બધા સરખે ભાગે વહેંચી લઈએ છીએ, તો ગ્રામદેવી એ આત્મવત્ છે, તો ગ્રામદેવીની કૃપા–પ્રસાદથી જે કંઈ મળે તે પામીને તૃપ્ત થઈએ તો બધા તગડા થવાના પછી કોઈને બીમારી ન થાય. આજે તો કેટલાક લોકોને ખાવાનુ નથી મળતું તેમની વાસના રહી જાય છે. પછી એની નજર લાગે છે. ટ્રેનમાં પણ ઘણા લોકો ખાવા બેસે છે, તો નજર ન લાગે એટલા માટે મોઢું ફેરવીને ખાવા બેસે છે. માણસને માણસની નજર તે કંઈ લાગતી હશે? ખવડાવીને ખાઈએ અને જો ખાવા ન મળે તો અપવાસ કરીએ. તો પછી જ્યારે ખાવા બેસીએ ત્યારે સામેવાળાની નજર પ્રેમભરી જ હોય અને એની નજર જો આપણા ખાવા પર પડે તો આપણે બધા મજબૂત થઈ જઈએ

તો હું ઇચ્છું છુ કે આ આખું ને આખું ક્ષેત્ર ગ્રામદાન થવું જોઈએ. તાલુકા જેવુ તાલુકા દાન. તો પછી બધા મળીને સામરું કામ કરી શકે. તો પછી ઘણા પૂછે છે કે કરજનું શું થાય ? અરે કરજનું શું થવાનું છે ? જ્યાં પચાસ–સો લોકો ગ્રામદાનમાં આવી જાય તો

પછી એ શાહુકાર આમદાનમાં નહિ આવે કે? એ પણ કહેશે કે અમારી પાસે જે કંઈ છે તે અમે ગામને અર્પણ કર્યું જ છે. હવે અમને જીવવાની સગવડ કરી આપો. એણે લોકોને અણીના વખતે પૈસા આપ્યા છે, તો શું એ આમદાનની વાત નહિ સમજે? તો પ્રેમ જો ફેલાઈ જાય તો આ થઈ શકે. અને પ્રેમ ફેલાયા વગર રહે ખરો? ધર્મ માટે એણે પૈસા દીધા હોય અને એના મૂળ પૈસા મળી ગયા હોય તો હવે વધુ કેટલું લેવાનું? બધા મળીને એને આશ્વાસન આપે. લોકો તરફથી એને એમ ન કહેવામાં આવે કે અમે કરજ નથી ચૂકવવાના. અમે તો કરજ ચૂકવવાની જ દાનત રાખીશું. પણ પેલો કરજ લેવાવાળો કંઈ ગામથી અલિપ્ત થશે કે? આખા ક્ષેત્રમાં ભાવના ફેલાઈ જાય તો પછી એના ઉપર આવી રીતે અવિશ્વાસ રાખીએ તો કેમ ચાલે?

માટે મોટા મોટા માલિકો અને વ્યાપારીઓ એ બધા અક્કલવાળા હોય છે અને તેમનામાં પ્રેમ પણ હોય છે. અને જો એ લોકો પણ સામે પ્રેમ જુએ તો આમાં ભળ્યા સિવાય ન રહે.

આપણે ત્યાંથી રાજામહારાજાઓ નીકળી ગયા. જો એમણે ધાર્યું હોત કે કંઈકને કંઈક કટકટ કરવી છે તો તે થઈ શકત, તેમાં શંકા નથી પરંતુ વલ્લભભાઈની કુશળતાની લીધે એ કશું થયું નહિ. એમાં વલ્લભભાઈને તો માર્ક મળે જ છે, પણ કટકટ ન થવા દીધી એથી રાજામહારાજાઓને પણ માર્ક મળે જ છે. આખું હિન્દુસ્તાન એક રીતે ચાલે ને અમે બીજી રીતે ચાલીએ, તો તે શી રીતે ચાલે?– આવું એમણે વિચાર્યું. આ હિન્દુસ્તાનનું સાંસ્કૃતિક ધન છે. તો આમાં કેવળ વલ્લભભાઈની યોગ્યતા છે એમ માનવું એ ભૂલ ભરેલું છે.

લીધું અને કહ્યું કે એમને થોડા દિવસ માટે કંઈક આપો તો તે બસ છે. રાજની અમારે જરૂર નથી, એમ કહીને એમણે રાજ્ય ફગાવી દીધું તે આપણી સામે આપણે જોયું. તો એવી રીતે આપણે કોઈનું કરજ ડુબાવવા નથી માગતા. એમનું જેટલું લહેણું હશે એ તો આપણે આપવાના જ છીએ. ને એમને ગ્રામસભા તરફથી આશ્રય પણ મળશે. પણ ઘણાને, જો જે ઘણું મળી ચૂક્યું છે તેમને, તેમના સાથે વાતચીત કરીને, ગ્રામસભા તરફથી જેટલું આપવાનું હશે તેટલું આપી શકાશે.

નારધા, તા. ૧૨–૧૦–'૫૮

( વડોદરા જિલ્લાના ગ્રામદાની
વિસ્તારમાં પ્રવેશતાં પ્રથમ પ્રવચન. )

-- * --

## ગ્રામદાનથી જ ગ્રામસ્વરાજ થશે

વિશેષ તો મારે તમને શું કહેવાનું હોય? પરંતુ તમને એટલું જ કહેવા માગું છું કે ગ્રામદાનમાં કોઈને કશો ડર રાખવાની જરૂર નથી, અને એ પણ કહેવા માગું છું કે ગ્રામદાન વગર જો ચાલતું હોય, અને આજે જે ચાલે છે તે ચાલવા દેવું હોય; તો તે ચાલવા દો. બાકી હું તો ઇશ્વરનો સંદેશો મને જે રીતે સૂઝ્યો છે તે રીતે લોકોની આગળ મૂકું છું.

મને તો ગ્રામદાન વિના ગ્રામસ્વરાજ્ય નથી દેખાતું. ગ્રામસ્વરાજ્ય વિના રામરાજ્ય નહિ અને રામરાજ્ય વિના અહિંસા, સત્ય એ બધાં નિરર્થક જવાનાં. એ માત્ર શબ્દો જ રહેશે. એનો કોઈ અર્થ કરવામાં આવશે નહિ. એટલા માટે આ સંદેશો ગામેગામે પહોંચાડવા માટે શાંતિસેવકોની એક સેના, —જે નિરંતર સેવા કરનારી હોય — તે ઊભી થાય અને તેની સાથે સાથે, "અમારા ઘરમાંથી પથરા નહિ ફેંકાય; અમે અશાંતિ પેદા નહિ કરીએ" એટલી પ્રતિજ્ઞા ઘેરઘેર થાય અને તેના પ્રતીકરૂપે ઘેરઘેર સર્વોદયપાત્ર રાખવામાં આવે.

આ એક કાર્યક્રમ આજે મેં દેશની સામે મૂક્યો છે. આવો વિશાળ કાર્યક્રમ હજુ સુધી કોઈએ દેશની સમક્ષ મૂક્યો નથી. એમ તો ગાંધીજીએ ઘણીવાર આવા વિશાળ કાર્યક્રમની વાત કરી છે. ૧૯૧૬ની

વાત છે. ત્યારે ગાંધીજીએ કહેલું હતું કે "આપણે સૌએ ગામડે ગામડે પથરાઈ જવું જોઈએ અને પ્રત્યેક ગામમાં એક મનુષ્ય હોવો જોઈએ" ૧૯૨૪માં જ્યારે હું જેલમાં હતો અને બાપુ બહાર હતા ત્યારે તેઓ વિચારતા હતા કે પ્રત્યેક ગામમાં એક માણસ તો હોવો જોઈએ, બે નહિ. અને એ માણસ તો રોકાઈ શકે નહિ કારણ કે એટલા માણસો આપણી પાસે નથી અને તેમાં તે વખતે તો પાકિસ્તાન જુદું નહોતું થયું એટલે સાત લાખ ગામડાં હતાં. એટલે એની યોજના માટે ૧૪ લાખ કાર્યકર્તાઓ જોઈએ. એટલે બાપુએ કહ્યું કે પ્રત્યેક ગામમાં એક માણસ જોઈએ - પરંતુ બાપુએ મને કહ્યું કે, "તું તો અદ્વૈતમાં માને છે ને? તો પછી દરેક ગામમાં અદ્વૈત જ. એટલે કે એક જ કાર્યકર્તા જોઈએ"

તો આવી રીતે દરેક ગામમાં એકએક કાર્યકર્તા રાખવાની યોજના તો કરી હતી, પણ તે થઈ શક્યું નહીં. એમણે શાંતિ સેનાની વાત પણ કરી હતી પરંતુ તે વખતે તેમને શાંતિસૈનિક પણ મળ્યા નહોતા. પરંતુ આજે સ્થિતિ બદલાઈ ગઈ છે. આજે સ્વરાજ્ય આવ્યું છે, લોકો સમજતા થયા છે. સ્વરાજ્યમાં જે કરવું જોઈએ તે ન કરીએ તો સ્વરાજ્યનો લાભ આપણને ન મળે. તો હંદુપારી, મજૂરો, સર્વોદય સેવકો — જે જે લોકો અહિંસામાં માનનારા હોય તે બધા ગામડે ગામડે ગ્રામસ્વરાજ્યની સ્થાપનાનો વિચાર કરે.

ગ્રામદાન એટલે જમીનની માલિકી ગ્રામસભાની કરવી. ગામમાં કોઈ પોતપોતાની વ્યક્તિગત માલિકી ન રાખે. ગામનું ઉત્પાદન વધારે થાય તો બધાયે ભોગ કરે અને જો કોઈનું ઉત્પાદન ઓછું થાય તો બીજા એને મદદ કરે. ગામની પોતાની દુકાન હોય, ગામના ઉદ્યોગો ગામમાં ચાલે, અને એ રીતે

•યાપારી, શાહુકારો, માલિકો અને મજૂરો બધા ભેગા થઈને સૌનું સમાધાન થાય એ રીતે કામ કરે.

આજે મને પૂછવામાં આવે છે કે ઘરનાં બે ભાઈઓને નથી બનતું તો આખા ગામને કેવી રીતે બનશે? આજે ઘરમાં કાનૂન દાખલ થયો છે. ઘરની દરેક વ્યક્તિના અલગ અલગ હકક સ્થાપિત થયા છે એટલા માટે ઘર ઘર ભાંગી ગયાં છે, ઘેર ઘેર વિખવાદ પેદા થયા છે. એટલે હું એ વિખવાદના મૂળને જ ખતમ કરવા માંગું છુ. એટલે કે માલિકીને જ ખતમ કરવા માગું છું.

પરંતુ ગ્રામદાનનો અર્થ એ નથી કે ગામના બધા લોકોની રસોઈ એક સામટી થશે. પરંતુ આજે જે રીતે ચૂલા ચાલે છે તે રીતે ચાલશે અને બધાનું ભલું શી રીતે થાય તેનો વિચાર ગામના લોકો કરશે. તેને મદદ કરવા માટે આખા દેશમાં એક ભક્તિસેના, સેવાસેના ઊભી થવી જોઈએ. આ છે મારો સંદેશો.

તમે બધા અહીંનાં ગ્રામદાની ગામો જોવા આવ્યા છો તો તે સારું છે. પરંતુ અહીંના ગામો ગ્રામદાની થયાં એટલે સ્વર્ગમાં પહોંચી ગયાં એવું ન મનાશો. એમણે ભેગા મળીને જીવવાનો સંકલ્પ કર્યો છે તે સારું છે. તેમાં તેમને કશું નુકસાન નથી. તેથી તેમને વધુ લાભ જ થવાનો છે. પરંતુ આખો પ્રદેશ જો ગ્રામદાની થાય તો તેને સામટી મદદ થઈ શકે છે, અને આખા પ્રદેશને બહારની મદદ પણ પહોંચાડી શકાય. માટે તમે બધા વિચાર કરજો એટલું જ હું તમને સૂચવું છું.

ગજલાવાંટ, તા. ૧૩–૧૦–'૫૮.
(સાવલી તાલુકાના ગ્રામદાની
ભાઈઓ સાથેનો વાર્તાલાપ)

— * —

# ગ્રામદાનથી પ્રેમ અને કરુણા પ્રગટે

આજે મારી તબિયત ઠીક નહિ હોવાને કારણે એક સભા માંડી વાળી અને એક સાર્વજનિક સભામાં જ બધું પતાવવામાં આવશે એવું જાહેર કર્યું. પરંતુ મારી તબિયત જો સારી હોત તોયે આ વાત હું પસંદ ન કરત. કારણ કે આપણને "હાઉસ ઑફ લૉર્ડ્ઝ" અને "હાઉસ ઑફ કૉમન્સ" એવી બે સભાની જરૂરત જ નથી.

બધા ભાઈઓ એક સાથે એકત્ર મળીને ભગવાનનું કીર્તન, ભજન ઇત્યાદિ કરે. પછી એમાં છોકરાઓ–છોકરીઓ, અભણ–ભણેલા, સ્ત્રી–પુરુષો બધા પરમેશ્વરની પ્રાર્થના માટે એકત્ર બેસી શકીએ અને ગ્રામદાનની વાત પણ ભેગા મળીને કરીએ. ગ્રામદાનની વાત એવી છે કે એ બધાંને ગળે ઊતરે છે; બધાં એને સરખી રીતે સમજી શકે છે. છોકરાઓ એમની રીતે સમજી શકે છે, જ્યારે મોટું માણસ એની બુદ્ધિ પ્રમાણે સમજી શકે છે. પરંતુ આ વાત એવી છે કે જે બધાં સમજી શકે છે. એટલા માટે એક જ સભા—શુદ્ધ ને અદ્વૈત સભા જ સારી લાગે છે.

તમે બધાં ભાઈ બહેનો ઘણાં ગામોથી અહીં આવેલાં છો અને ખાસ કરીને ગ્રામદાનનું કામ કરીને આવેલાં છો. એક એક ગ્રામદાન એટલે એ પરીક્ષા જ છે એમ માનજો. હિન્દુસ્તાનને જ્યાં સુધી સ્વરાજ નહોતું મળ્યું ત્યાં સુધી હિન્દુસ્તાનમાં જે દોષો અને જે ભૂલો થતી તે બધાનું શ્રેય, જવાબદારી અંગ્રેજોને સોંપીને મુક્ત થતા હતા

અને આપણે કહેતા હતા કે હિન્દુસ્તાનમાં ભૂખમરો છે તો એનું કારણ અંગ્રેજનું રાજ છે. હિન્દુસ્તાનમાં હિન્દુ–મુસલમાનના ઝગડા છે તો તેનું કારણ અંગ્રેજ છે. હિન્દુસ્તાનમાં હરિજન–પરિજનના ભેદ છે, તેનું કારણ અંગ્રેજોનું રાજ છે. આવી રીતે જે કાંઈ દોષો અને દુઃખો જોતા તે બધાનું મૂળ કારણ અંગ્રેજનું રાજ છે, એમ કહીને એ બધા દોષોને દરગુજર કરતા હતા; અથવા તો આંખ આડા કાન કરીને એની સામે જોતા ન હતા.

ગાંધીજી આવ્યા ને તેમને એમણે ચેતવ્યા કે ભાઈઓ, આ આપણી જે વિચાર કરવાની પદ્ધતિ છે તે ભૂલભરેલી છે. આપણને જે બધા દોષો દેખાય છે તે બધા અંગ્રેજી રાજનું પરિણામ છે તે વાત તો સાચી છે, પરંતુ આ જે અંગ્રેજી રાજ્ય છે તે પણ આપણા જ દોષોનું પરિણામ છે એ સમજવાની જરૂર છે. એટલા માટે આપણામાં જે કાંઈ દોષો છે તેનું આપણે નિવારણ કરવું જોઈએ અને પહેલાં આપણે શુદ્ધ થવું જોઈએ.

પોતાની અવસ્થા વિષે જો જાગૃતિ થાય તો પછી સ્વરાજ્ય મળી શકે અને સ્વરાજ્ય મેળવવાની શક્તિ પણ તો જ આવે. તો આપણે દોષોનું નિર્મૂલન કરીએ એ રીતે ગાંધીજી આપણને સમજાવવા માગતા હતા ને આપણે થોડું ઘણું સમજ્યા. આખું તો સમજ્યા નહિ, પરંતુ થોડું સમજ્યા અને કેટલુંક કરવા માંડ્યા એટલે સ્વરાજ્ય મળી ગયું.

સ્વરાજ મળ્યા પછી આપણે શું જોઈએ છીએ? ઘણીવાર સાંભળવા મળે છે કે સ્વરાજ્ય મળ્યા પછી પહેલાં જેવા દુઃખી હતા તેવા ને તેવા જ દુઃખી છીએ; તો પછી એ સ્વરાજ્યનો શું લાભ

થયો ? એનો અર્થ એ નથી કે સ્વરાજ્ય મળ્યા પછી આપણે લગભગ જેવાને તેવા જ છીએ. તો સ્વરાજ્ય નાહક મળ્યું. તો એને પાછું આપી દઈએ અને અંગ્રેજોને પાછા બોલાવીએ કે, આવો ભાઈ, એકવાર અમે તમને કહ્યું હતું કે ચાલ્યા જાવ, પણ હવે કહીએ છીએ કે, પાછા આવો. તો અમારા છોકરાઓનું અંગ્રેજી પણ મજબૂત બનશે. આજકાલ અંગ્રેજીનું ધોરણ જરા નીચું પડી ગયું છે. પહેલાંના છોકરાઓ જે નિષ્ઠાપૂર્વક અંગ્રેજી ભણતા હતા તે અત્યારે ભણતા નથી. તો પછી પાછા આવો તો છોકરાઓ અંગ્રેજીના ઉત્તમ ઉચ્ચાર પણ શીખે અને તેથી કરીને અમારા દેશની યોગ્યતા પણ વધે. તમારા ગયા પછી અમારૂં તંત્ર પણ જરા ઢીલું થઈ ગયું હતું, તો તમે પાછા આવશો, તો સ્ક્રૂ જરા મજબૂત થઈ જશે. એટલા માટે તમે જરૂરથી પાછા આવો, એવું એ લોકો કહેવા નથી માગતા

પરંતુ તેમનું કહેવાનું આ છે કે સ્વરાજ્ય પછી પણ અમે જેવા ને તેવા જ છીએ. સ્વરાજ પછી જે થવાની જરૂરત હતી: તે છે ગ્રામદાન. ગ્રામદાન એટલે કે ગ્રામસ્વરાજ્યનો પાયો: ગ્રામદાન વિના સ્વરાજ્ય મજબૂત થયું ન કહેવાય. ગામેગામ ગામડાંને સ્વરાજનો અનુભવ ન આવે તો સ્વરાજનું પારસલ લંડનથી દિલ્હી સુધી આવ્યું, તો તેથી શું ફાયદો થયો ? એ પારસલ એના માલિકને મળે તો ફાયદો થયો કહેવાય. પરંતુ જો વચમાં રેલ્વેવાળાઓ અને બીજા બધા જ એનો નિકાલ કરી નાખે તો પછી સ્વરાજનું પારસલ દિલ્હી આવ્યું કે મુંબઈ આવ્યું તેથી ગામડાંને શું લાભ થયો ? જ્યારે ગામડાં સુધી સ્વરાજ્ય પહોંચે ત્યારે એ સ્વરાજ આવ્યું કહેવાય. શું દિલ્હીમાં સૂર્યોદય થશે તો આપણે કબૂલ કરીશું કે આપણા

ગામમાં પણ સૂર્યોદય થઈ ગયો ? એ તો આપણા ગામમાં સૂર્યનારાયણ ઊગે તો જ આપણે એમ કહી શકીએ કે, ભાઈ અમારા ગામમાં સૂર્યોદય થયો. એ રીતે સ્વરાજ્યનો આનંદ અંદરથી થવો જોઈએ, બધાં માણસોને થવો જોઈએ. ત્યારે દેશને સ્વરાજ્ય મળ્યું એનું ભાન બધાંને થશે. એટલા માટે હું કહેતો હતો કે દરેક દેશ સ્વતંત્ર થયા પછી, દેશને સ્વરાજ્ય મળ્યા પછી, દેશ માટે બીજું કામ છે ગ્રામ માટેની સ્વરાજ્ય પ્રાપ્તિનું. અને એનો પાયો છે ગ્રામદાન.

હવે કેટલાક લોકો એમ દલીલ કરે કે હવે ગ્રામદાન તો થયું છે, પરંતુ ગામની સ્થિતિ એવીને એવી કાયમ રહે છે, જેવી પહેલાં હતી. અને પહેલાં જે ભેદ હતો તે કાયમ રાખે, પહેલાં જે આળસ હતું, વ્યસનો હતાં, જાતિ જાતિ વચ્ચેના ઝગડા હતા, લગ્નમાં ખર્ચ પણ પહેલાંની જેમ ચાલુ રાખે અને ગામડાંના ઉદ્યોગો બધા હણાઈ ગયા હોય કે નવા શરૂ થયા ન હોય—જો ગ્રામદાન પછી આવું રહે તો પછી ગ્રામદાન થયું તો તેનો કંઈ ન લાભ થયો એવો જ અર્થ થયો. તો એટલા માટે કોઈ કહે કે ગ્રામદાન થયું તો ગ્રામદાનમાં શું ફરક થયો?' એવું મને પુછે છે ત્યારે નરસિંહ મહેતાનું ભજન મને યાદ આવે છે:—

"શું થયું સ્નાન સેવા ને પૂજા થકી,
જ્યાં લગી આત્મા તત્ત્વ ચિન્યો નહિ,
ત્યાં લગી સાધના સર્વ જુઠી."

એટલે કે જો આત્મજ્ઞાન નથી થયું, આત્મદર્શન નથી થયું, આત્માની શક્તિનું ભાન નથી થયું, તો બીજી બધી સાધના સાવ વ્યર્થ છે. તો એનો અર્થ એ નથી કે, આત્મજ્ઞાન નથી થયું તો આપણે સ્નાન પણ ન કરીએ. એવી જ રીતે ગ્રામદાન પછી આપણે

જો એનો સારી રીતે ઉપયોગ ન કરીએ, જે રીતે બધી વસ્તુઓ કરવી જોઈએ તે ન કરીએ, તો એ ગ્રામદાનનો કશો અર્થ રહેશે નહીં.

આપણે એમને એમ ન કહી શકીએ કે તમે જો ગ્રામદાન કરશો તો અમે તમને બહારથી આવી મદદ કરી નાખીશું અને તેવી મદદ કરી નાખીશું. આ રીતની વાત સર્વોદય વિચારવાળા ન કરી શકે. આપણે જો ચૂંટણી માટે જતા હોઈએ તો એમ બોલી શકીએ. એ લોકો એમ કહી શકે કે અમે ચૂંટણી માટે આવ્યા છીએ. જો તમે અમને ચૂંટી આપશો તો સ્વર્ગનાં દ્વાર તમારે માટે ખુલાવી નંખાવીશું. તમે જો ફલાણી ફલાણી પેટીમાં મત નાંખશો તો અમે તમને સ્વર્ગમાં પહોંચાડીશું અને તેને માટે તમારે મરવાની જરૂર નથી. એવું વચન એ ચૂંટણીવાળાઓ આપી શકે, પરંતુ આવું વચન સર્વોદયવાળા આપી શકે નહીં. આપણે તો એવું કહી શકીએ કે ભાઈ, તમારું સ્વર્ગ તમારા હાથમાં છે ને તમારું નરક પણ તમારા હાથમાં છે.

એક ગામમાં એક બહેન મને મળી હતી એ મને કહેતી હતી કે બાબા, અમારે ત્યાં જ્યારે ચૂંટણી થઈ ત્યારે ત્રણ પેટીઓ રાખી હતી અને મને થયુ કે ત્રણે પેટીઓમાં જો મત નાખીશ તો વધારે ફાયદો થશે. ત્રણ ત્રણ દેવીઓ એકત્ર થઈ તો ત્રણેને જો ફૂલ ચઢાવીએ તો કોઈક દેવી તો પ્રસન્ન થશે એમ માનીને મેં ત્રણે પેટીમાં ચિઠ્ઠીના ત્રણે ટુકડાઓ નાખ્યા. પરંતુ અમારું કશું ભલું થયું નહિ. આવી રીતે એ મારી પાસે ફરિયાદ કરતી હતી કે એકને મત આપો હોય તો એક પ્રસન્ન થાય અને બીજા અપ્રસન્ન થાય. પરંતુ જો ત્રણેને

મત આપીએ તો કોણમાથી કોઈ ને કાઈ તો રાજી થશે તો આવી રીતે ગ્રામદાન માટે પણ કલ્પના થઈ શકે છે માટે આપણે સાવધાન રહેવુ જોઈએ

આપણે બધા એક જ કુટુમ્બના છીએ એવુ બધુ ગામના લોકોને થશે તે દિવસે ગામવાળાની શક્તિ, જે ગઈ કાલ સુધી ન હતી, તે, એકદમ આવી ગઈ એવુ ગામવાળા પોતે જ અનુભવ કરશે, જે રીતે મોઢામા ગોળ નાખતાવેત જ એની મીઠાશનો અનુભવ થાય છે, તેવી રીતે ગ્રામદાન થયા પછી, આખુ ગામ એક કુટુબ છે એવો અનુભવ કર્યા પછી, આપણે મજબૂત થયા, એવો અનુભવ એમને આવશે આપણે બધા એક જ કુટુબના છીએ ને જીવીશુ તો યે સાથે જ જીવીશુ અને મરીશુ તો પણ સાથે જ મરીશુ—આવી રીતે પ્રેમપૂર્વક એક સાથે જો રહેવાનો બધા વિચાર કરશે, તો એમની સાથે પરમેશ્વર રહેશે એવુ તત્વજ્ઞાનીઓ કહે છે

આમ તો પરમેશ્વર સતત રહે છ પરતુ એ દખાતો નથી જેવી રીતે ઘરમા વીજળીની બત્તી હોય પરતુ જ્યા સુધી વીજળીના બટનને દબાવીએ નહિ ત્યા સુધી ઘરમા અજવાળુ થાય નહિ તો, જેવી રીતે વીજળી ત્યાં પણ છ અને ગુપ્ત પણ છે તેવી રીતે પરમેશ્વર પણ ગુપ્ત પણ છ અને પ્રગટ પણ છ

જ્યાં ગદકી હોય છે ત્યા પરમેશ્વર નથી દેખાતો જ્યા સ્વચ્છતા હોય છે ત્યા પરમેશ્વર પ્રગટ થાય છે જ્યા દ્વેષ મત્સર હોય છે ત્યા પરમેશ્વર પ્રગટ નથી થતો ત્યા તે પ્રગટ

નથી હોતો પણ ગુપ્ત હોય છે. જ્યાં સત્ય, પ્રેમ, કરુણા, ભક્તિ અને સ્વચ્છતા હોય ત્યાં પરમેશ્વર પ્રગટ થાય છે.

આમ કવિઓને લખવા માટે તો તે સર્વત્ર પ્રગટ છે, પરંતુ કેટલીક જગાએ એ પ્રગટ હોય છે તો કેટલીક જગાએ એ અપ્રગટ હોય છે. જેવી રીતે પ્રગટ પરમેશ્વર સર્વત્ર છે તેવી રીતે અપ્રગટ પરમેશ્વર પણ સર્વત્ર પ્રગટ છે; તેને કેવી રીતે ઓળખવો તેની એક યુક્તિ છે. અને તે એ છે કે સત્ય, પ્રેમ અને કરુણા એ પ્રગટ થવાં જોઈએ.

સત્ય, પ્રેમ અને કરુણાની ગ્રામદાનના લોકોને અને ગ્રામદાનના કાર્યકર્તાઓને બહુ જ જરૂરત છે. આ ત્રણે ગુણો જેટલા પ્રમાણમાં પ્રગટ થશે તેટલા પ્રમાણમા તેમની વાણી પ્રભાવશાળી થશે; અને તેમનું જીવન પણ સમૃદ્ધ થશે અને પ્રભાવશાળી થશે. ગ્રામદાનની કસોટી પણ એના ઉપર છે: ગ્રામદાન કર્યા પછી એ ગામમાં સત્ય પ્રગટ થયું કે નહિ, પ્રેમ-કરુણા પ્રગટ થયાં કે નહિ? આ ત્રણે ગુણો જો પ્રગટ થયા હોય તો એ ગામ કસોટીમાંથી પાર ઊતર્યું એમ કહેવાય.

જે ગામમાં આ ત્રણે ગુણો પ્રગટ થયા હોય એ ગામ પહેલું ગ્રામદાન થયું એમ કહી શકાય. આપ મને કહો છો કે આ ગુજરાતનું પહેલું જ ગ્રામદાન છે અને અહીં ૧૦ અંબર ચરખા શરૂ થયા છે, વગેરે વગેરે. પરંતુ આ બધું

"વગેરે–વગેરે" મળીને પણ એ ગ્રામદાનની યોગ્યતા પ્રગટ નહિ થાય, જે પેલા ત્રણ ગુણો પ્રગટ થવાથી થાય.

કાર્યકર્તાઓ એના ઉપર વિચાર કરે અને કામ પણ કરે. એ નિશ્ચિત વિચાર છે કે ગ્રામદાનમાં કામ કરવાવાળા લોકો પ્રેમમય, કરુણામય અને સત્યમય હોવા જોઈએ. તો જ એમનું પરિણામ લોકો પર થશે. અને જે ગામોમાં આ ત્રણ ગુણો પ્રગટ થશે તેનું પરિણામ આખી દુનિયા પર થશે એમાં કોઈપણ જાતની જરાયે શંકા નથી. પછી આવા કાર્યકર્તાઓ ઓછા હોય તો પણ ચલાવી લેવાશે. મોટા મોટા પુરુષોના શિષ્યો કેટલા ઓછા થયા છે! ઈશુના ૧૨ શિષ્યોમાંથી ૧૧ જ રહ્યા. એવી જ રીતે શંકરાચાર્યના વિચારને ચાર શિષ્યોએ આખા હિન્દુસ્તાનમાં ફેલાવ્યો.

તો સંખ્યાની કે બહુમતિની આમાં કિંમત નથી. આમાં મુખ્ય જરૂરત છે સત્ય, પ્રેમ, કરુણાની. આ ગુણો જો ગામે ગામે પ્રગટ થાય તો એ ગામનું રૂપાંતર ગ્રામરાજ્યમાં થશે અને એનું રૂપાંતર આગળ જતાં રામરાજ્યમાં થશે.

ગજલાવાંટ ૧૩-૧૦-'૫૮

## વિજ્ઞાનયુગનો આદેશ :

# "જીવવું હોય તો ઝડપ કરો"

તમે બધા જાણો છો કે ગ્રામદાન-ભૂદાનનો વિચાર લઈને આખા ભારતમાં મારી પદયાત્રા સાડા સાત વર્ષથી ચાલે જ છે. અને હજારોની સંખ્યામાં ગ્રામદાન થયાં અને લાખો એકરનાં ભૂદાન થયાં. છતાંયે હિંદુસ્તાનમાં લાખો ગામો છે અને કરોડો એકર જમીન છે; તો લાખો એકરનાં દાન થયાં તેનો એ અર્થ કે, કરોડો એકર જમીન દાનમાં ન મળી. અને હજારો ગ્રામદાન થયાં તો એનો અર્થ એ છે કે કરવાનો ભાગ બહુ જ મોટો હજુ બાકી છે. હજુ કામ ઘણું બાકી છે. હજુ તો થોડોક જ આરંભ થયો છે, એમ કહેવાય.

આજે અહીં સભામાં આવતાં પહેલાં કેટલાક ભાઈઓ મારી પાસે આવ્યા હતા. તેમણે મને સવાલો પુછ્યા. મને તે બહુ જ સારું લાગ્યું. કોઈ સવાલોની ચર્ચા કરે તે મને ખૂબ જ ગમે છે. ત્યાં જે ભાઈઓ આવેલા હતા તે બધા સારા લોકો હતા વિચારો કરનારા હતા એમાંના એક ભાઈએ મને સલાહ આપી કે તમારું કામ પ્રેમ, શાંતિ અને હૃદયપરિવર્તનથી થવાનું છે માટે એ કામ જરા ધીરેધીરે થશે, એકદમ નહિ થાય.

હું એમની સલાહને વધાવી લઉં છું પરંતુ હું એમને સામી સલાહ એ આપું છું કે તમે બધા પૂરો વિચાર કરીને જ કામ

કરજો. આજની સ્થિતિ જ્યાં સુધી સહન કરવા જેવી લાગે ત્યાં સુધી સહન કરજો. પરંતુ જો લાગે કે હવે આ સ્થિતિ સહન કરવા જેવી નથી રહી. તો એના કરતાં બીજી રીતે વિચાર કરવો જોઈએ. ગામવાળાઓને સુખી કરવા માટે આજે જે રસ્તે જઈ રહ્યા છીએ એથી બીજો રસ્તો લેવાવો જોઈએ. જેવી રીતે હવા, પાણી અને સૂર્યનો પ્રકાશ બધાને માટે છે—એના ઉપર કોઈની માલિકી હોય નહિ—તેવી રીતે જમીન પણ બધાને માટે છે. એના ઉપર કોઈની માલિકી હોઈ શકે નહિ અને એથી જમીન બધાને મળે તો જ બધાં સુખી થશે. આ વિચાર તો તમને જ્યારે સૂઝે ત્યારે તમારી વૃત્તિમાં ફેર કરજો. જ્યારે લોકો પ્રેમથી કામ કરતાં થઈ જાય ત્યારે જ કામ ધીરેધીરે થાય છે, એમ લોકો સમજે છે. પરંતુ હું તેમ નથી સમજતો. સાધારણ જમાનામાં એ વાત સાચી છે કે પ્રેમ અને હૃદય-પરિવર્તનની પ્રક્રિયા વધારે સમય લે છે. પરંતુ અત્યારે વિજ્ઞાનનો જમાનો છે. કયા દેશમાં કઈ સ્થિતિમાં ક્યારે અસંતોષ પ્રગટ થઈ જશે તેનું સમયપત્રક – ટાઈમ ટેબલ હજુ સુધી બન્યું નથી. કારણ કે, સમજવું જોઈએ કે, વિજ્ઞાનના યુગમાં એક વર્ષ એ પુરાણા દસ વર્ષ જેવું હોય છે.

**સ્વરાજ્ય મળ્યા પછી દસ વરસ વીતી ગયાં એનો અર્થ એક શતક વીતી ગયો એમ સમજવું જોઈએ. પુરાણાં સો વરસ બરાબર આજનાં દસ વર્ષ થાય છે; તો એ રીતે આપણે ન સમજીએ અને આવું કામ ધીમેધીમે થશે એમ માનીને વર્તીએ, તો આપણા પગ નીચેની જમીન ખસી જવાની અને આપણે ક્યાંયના પણ નથી રહેવાના તે સમજવું જોઈશે.**

માટે હું તો ઇચ્છું છું કે બધાં લોકો ધીમે ધીમે પરંતુ પૂર્ણ રીતે વિચાર કરે. પરંતુ વિજ્ઞાનનો જમાનો એમ ઇચ્છે છે કે

આ કામ વહેલામાં વહેલી તકે થવું જોઈશે. જરા જોજો. પેલા ફ્રાન્સની શી હાલત થઈ છે? પાકિસ્તાનને તો આપણે જાણે છોડી દઈએ, કારણ કે પાકિસ્તાન જે રીતે વર્ત્યું તેમાં બહુ ડહાપણ હતું તેવો ખાસ દાવો પાકિસ્તાન ન કરી શકે, કારણ કે કોઈ સિદ્ધાંત અનુસાર પાકિસ્તાન બન્યું એમ ન કહી શકાય. પરંતુ ફ્રાન્સ તો લોકશાહી પર રચાયેલું અને ત્યાં આગળ ઘણા જ જ્ઞાની લોકો જેવા કે રૂસો, વોલ્ટર, અને એક મહાન સાહિત્યિક વિક્ટર હ્યુગો જેવાએ ત્યાં લખેલું. આવા પવિત્ર પુરુષો ત્યાં થયેલા અને એ બધાની વિચારસરણીને પચાવીને ફ્રાન્સ રિપબ્લિક — લોકશાહી સરકાર થયેલું.

**પરંતુ આજે તમે જુઓ છો કે ફ્રાન્સની સત્તા એક માણસના હાથમાં સોંપાઈ છે; તે શી રીતે બન્યું? તે દેશ લોકશાહીના વિચારમાં અગ્રેસર રહેલો. આધુનિક જમાનામાં આખી દુનિયાને લોકશાહીનો વિચાર સમજાવનારો બીજો કયો દેશ છે? એનો ઉત્તર એક જ છે કે ફ્રાન્સ જ એવો દેશ છે.**

ફ્રાન્સના પછી રશિયા વગેરે દેશો આવે. પરંતુ આખી દુનિયાને સ્વતંત્રતા, સમાનતા અને બંધુતાનો સંદેશો આપનારો અને લોકશાહીનો વિચાર સમજાવનારો કોઈ દેશ હોય, તો તે ફ્રાન્સ જ છે. પરંતુ આજે એ ફ્રાન્સની શી વલે છે? શી સ્થિતિ છે? તમારા ધ્યાનમાં આવવું જોઈએ કે આજના જમાનાને હવે ધીરજ નથી રહી. આજનો વિજ્ઞાનનો જમાનો હવે આકાશમાં રોકેટો ઉડાડીને ચંદ્ર પર લઈ જાય છે. અમેરિકામાં તો એક રોકેટ એક લાખ માઈલ ઉપર જઈને પાછું આવી ગયું છે અને એવી ઉમેદ કરવામાં આવે છે કે હવે તો કોઈ રોકટ ચંદ્ર પર લઈ જવામાં આવશે. અને હું ધારું

છું કે ચંદ્ર પૃથ્વીથી ૨,૫૨,૦૦૦ માઈલ દૂર છે. તો તમારે વિચાર કરવો જોઈએ કે એક લાખ માઈલ સુધી રૉકેટ મોકલવામાં આવે છે, અને ત્યાં એ ફરે છે, તો તે કઈ શક્તિ જાગ્રત થઈ છે?

જો એવી શક્તિ જાગ્રત થઈ હોય અને ભાઈ, જો તમે એમ કહો કે હૃદયપરિવર્તન તો ધીમેધીમે થશે, તો હું તમને પૂછું છું કે ધીરેધીરે હૃદયપરિવર્તન કરવા માટે હૃદય તો કાયમ જોઈએ ને? માણસ કાયમ માટે નાશ પામે, માણસજાતિ સદંતર નાશ પામે, તેવા પ્રસંગો ઊભા થાય એવા સંભવો છે, ત્યારે માણસનાં ભેજાં જો પુરાણી રીતે, કીડીના વેગે-પિપીલિકા માર્ગે—કીડીની રીતે—ચાલે તો કઈ રીતે કામ થાય?

તમે સૌ જાણતા હશો કે કેરળમાં સામ્યવાદી સરકાર શી રીતે થઈ અને ત્યાં શું કામ થાય છે. કેટલાક લોકોને સામ્યવાદીઓનો બહુ અણગમો હોય છે. સામ્યવાદીઓ માટે બહુ અરૂચી હોય છે. હું કહું છું કે ભાઈ, અણગમાથી શું થશે? હિન્દુસ્તાનનું જે દારિદ્ર છે તેને મટાડવા માટે આપણે શું કરીએ છીએ તેનો વિચાર ન કરીએ તો કેવળ અણગમાથી શું થાય?

એટલા માટે એવું માનવું ન જોઈએ કે હૃદયપરિવર્તનને માટે, માનવજાતિને માટે હવે વધુ વખત લાગશે. બહુ જ થોડા વખતમાં એ થવું જોઈએ; અને એ થશે કેમકે આત્મજ્ઞાનની મદદમાં હવે વિજ્ઞાન આવી પહોંચ્યું છે. અને વિજ્ઞાન અને આત્મજ્ઞાન એ બંને એક જ જાતની આજ્ઞા આપી રહ્યાં છે. આત્મજ્ઞાન તો પહેલેથી જ કહેતું

નેશમાં કદીએ નથી થવાના—એવી ગેરંટી કોઈ આપવા તૈયાર થાય તો હું સલાહ-શાંતિથી ધીરેધીરે કામ કરવા તૈયાર છું

પરંતુ તમારે જાણવું જોઈએ, તમારે ઇતિહાસને પિછાનવો જોઈએ. પરંતુ જે ઇતિહાસને ન જાણે, ઇતિહાસને જે ન પિછાને, તેને શું કહેવું? આ ભૂદાન કેવી રીતે શરૂ થયું? જ્યારે હૈદ્રાબાદમાં ૩૦૦ માણસોની કતલ થઈ અને બધા જમીનદારો ગભરાઈ ગયા અને હૈદ્રાબાદમાં ભાગી ગયા, ત્યારે તેલંગણમાં જઈને શાંતિ રાખવાનું કામ બાબાએ કર્યું કે તમે કર્યું? જેને તમે ધીમી ગતિએ ચાલે છે એવો આક્ષેપ મૂકો છો, ત્યારે ત્યાં જઈને ભૂદાન વગેરે કરીને શાંતિ સ્થાપના તમે કરી કે ભૂદાને?

જે માણસ શાંતિની ઝંખના લઈ સમાજમાં ફરે છે અને ઇચ્છે છે કે, હિન્દુસ્તાનના સવાલો ઢાંક-પિછોડ કરવાથી ઉકેલાઈ જશે એવું રહ્યું નથી. એટલે સવાલો સીધા આંખ સામે રાખીને એના બરાબર ઉકેલનો પ્રયત્ન હિંમતપૂર્વક થવો જોઈએ. તો જે માણસ શાંતિનો રસ્તો લઈને નીકળ્યો છે અને જેને તમે ધીમી ગતિથી ચાલવા કહો છો,— તો તમે જાણો છો કે તમો કયા યુગમાં છવો છો? તેનું તમને ભાન છે?

જે યુગમાં જોતજોતામાં ચંદ્ર પર પહોંચી જવાનો પ્રયત્ન થઈ રહ્યો છે એ યુગમાં તમો છો તેનો તમો ખ્યાલ કરશો.

જરા વિચાર કરજો કે પેસિફિક મહાસાગર જેણે દશ હજાર સાલ સુધી જાપાન અને અમેરિકાને તોડવાનું કામ કર્યું—જાપાન અને

અમેરિકાની વચ્ચે દસ હજાર માઈલવાળો પેસિફિક મહાસાગર ઊભો હતો, જેથી જાપાન અને અમેરિકા એ બેય બાજુ જુદા પડી ગયા હતા : એક તો સુદૂર પૂર્વ અને બીજું સુદૂર પશ્ચિમ. તો. અત્યાર સુધી એ બંનેને તોડવાનું કામ કરતો હતો. આજે એ જ પેસિફિક મહાસાગર બંનેને જોડવાનું કામ કરે છે. એટલા માટે જાપાન અને અમેરિકા બંને પડોશી દેશ છે. અને બંનેની વચમાં દશ હજાર માઈલનો એક નાનકડો સમુદ્ર છે. અને એ સમુદ્ર પાર કરતાં બાર કલાક ન લાગતા હોય. સવારે બેસે તો અમેરિકામાં સાંજ પહેલાં તો જમવા ટાણે પહોંચી શકે.

તો જ્યારે આવા જમાનામાં તમે રહો છો, જ્યારે તોડનારો સમુદ્ર પણ જોડનારો બને છે, ત્યારે તે ભૂલી જશો કે તમે છોટા ઉદેપુરવાળા છો અને તમારું જૂનું જંગલ છે? હવે જંગલને કોણ પૂછે છે? તમે સમજો છો કે આ જંગલ છે. પરંતુ આ તો એક અત્યંત સુધરેલા વિજ્ઞાનના જમાનાનો આ એક અંશ છે. અને આજે તો માણસોએ જે જંગલ રહેવા દીધાં તેટલાં જ રહ્યાં છે. આ ટાપુ જંગલ નથી. પહેલાં હિન્દુસ્તાનમાં ઘણાં સિંહો હતા. પરંતુ, હવે માણસોએ સિંહોને રહેવા દીધા નથી. જે કાંઈ થોડા ઘણા સિંહો હશે તે ગિરનારના જંગલમાં છે. તે પણ ગણત્રીએ સો સવાસો જેટલા છે અને તે પણ એક જાતિનો તદ્દન સંહાર ન થાય એટલા માટે રાખ્યા છે. પરંતુ જો માણસ ઇચ્છે તો એટલાને એક દિવસમાં ખતમ કરી શકે. તો આખા ભારતમાં એક પણ સિંહ ન રહે એવું એ કરી શકે.

અહીંના ગામો પછાત છે તેમ માનવું મૂર્ખતા છે. આ એક સ્ટેટનો વિભાગ છે. પરંતુ સરકાર આખા દેશ પર રાજ્ય કરે છે અને સરકારે પંચવર્ષીય યોજના બનાવી છે, જેને માટે આખી દુનિયામાંથી મદદ મળે છે અને એ મદદ મેળવીને એ કામ કરવા માગે છે. પરંતુ ધારી લો કે, દુનિયામાં ક્યાંક લડાઈ ફાટી નીકળી, તો જે કાંઈ મદદ...

બહારથી મળે છે તે બધી મદદ મળતી બંધ પડે અને ભારતની બધી આયાત-નિકાસ તૂટી જાય. તો એનો અર્થ એટલો જ થયો કે સામાન્ય શાંતિના સમયમાં જે ચાલે તે ન ચાલે. ગામ ગામના લોકોને ભૂખે મરવાના પ્રસંગો આવે; અને ગામડાઓ અનાજ વગેરેની બાબતમાં સ્વાવલંબી ન હોય અને ગ્રામદાન જે લોકોએ ન કર્યાં હોય અને પોતાના ગામનો કારભાર પોતાના હાથમાં ન લીધો હોય, તો સરકાર પોતાની બધી જવાબદારી સમજી શકશે એમ ન કહેવું જોઈએ. આ વાત હું નહિ પણ તે લોકો-સરકારના પણ કહે છે કે ગામડે ગામડે પોતાની યોજના ગામડાંવાળાઓ કરશે ત્યારે જ હિન્દુસ્તાન ટકશે.

મેં પંઢરપુરના સંમેલનમાં કહ્યું હતું કે દરેક ગામોની યોજના દિલ્હી ન કરે, દેહાત કરશે અને એમની યોજના ફતેહ કરવાનો અધિકાર એમનો પોતાનો જ રહેશે, ત્યારે છાપાંઓમાં ટીકા આવી હતી. ત્યારે પત્રકારોની એક પરિષદમાં પંડિતજીને પૂછવામાં આવ્યું કે, આ બાબતમાં તમારો શું અભિપ્રાય છે? ત્યારે પંડિતજીએ જવાબ આપ્યો કે બાબાના મનમાં શું છે તે હું નથી કહી શકતો પણ એ જે વાત કરે છે તે સાચી વાત છે.

હું ગ્રામદાન માગું છું એટલે શું માગુ છું? ગ્રામદાન થશે ત્યારે ગામડાંના લોકો પોતાની યોજના કરશે. ગામની જવાબદારી તેઓ જ ઉઠાવશે. તમે ગામના લોકો જ સ્વરાજ્ય કરતા થશો તો ગ્રામદાનમાં કાંઈ ડરવાપણું નથી. આજે મને કહેવામાં આવ્યું કે અહીં લોકોની પાસેથી ધમકાવી ધમકાવીને ગ્રામદાન લીધાં છે હવે આ કામ જ એવું છે કે એમાં ધમકાવવાથી ગ્રામદાન થઈ શકે નહીં જે માણસની પાસે ધમકાવવાની શક્તિ નથી તે માણસ ધમકાવવા માટે કેવી રીતે સમર્થ

થશે? જો આમાં ધમકાવવાની જ વાત હોય તો પગપાળા ફરવાની કાંઈ જરૂર ન હતી અને તો તો પછી આધુનિક હાથયારોનો ઉપયોગ કરવો જોઈતો હતો પરંતુ બાબા તો લાકડી લઈને પણ ચાલતા નથી. હા, રવિશંકર મહારાજ ચાલવા માટે લાકડીનો ઉપયોગ કરે છે પરંતુ એ લાકડીનો ઉપયોગ જો કોઈ કરવા ધારે, જો કોઈ મહારાજને પીટવા માંગતો હોય તો તે મહારાજની લાકડીથી જ મારી શકે તો મહારાજની લાકડી એમના કામ માટે નથી તે સામા માણસને માટે જ છે. તો આ કામમાં કોઈ માણસ ગામના લોકોને ધમકાવતો હોય તો તે તદ્દન જ મૂર્ખતા છે. આ કામ પ્રેમથી જ થઈ શકે, ધમકાવવાથી નહિ જો આ કામ ધમકાવવાથી થઈ શકતું હોય તો સ્ટેટની મદદ કેમ ન લેત? ચૂંટણીમા ઊભા રહીએ અને છતીને સત્તા મેળવીએ એવુ થઈ શકે છે. જે કામ બીજા લોકો કરી શકે તે કામ બાબા અને તેના સાથીદારો ન કરી શકે તેવુ નથી તે જો ઇચ્છે તો તેઓ કરી શકે. પરંતુ દબાવીને, ધમકાવીને કરવાનુ આ કામ નથી એવી રીતે આ કામ ટકશે પણ નહિ એથી સૌને સમાધાન પણ નહિ થાય. વિજ્ઞાનયુગમાં દબાણથી જે કામ થાય છે તે બધી રીતે માનવજાતને નુકસાનકારક છે. માટે ગ્રામદાનમાં ડરવાપણુ જરાયે નથી ગ્રામદાન એટલે જ નિર્ભયતા.' હું ત્યાં સુધી કહુ છુ કે ગ્રામદાન ન હોવું એ જ એક અત્યંત ભયાનક અવસ્થા છે જે ગામ ગ્રામદાન નથી તે ગામની અવસ્થા ખૂબ જ ભયલિન છે. જો ગામે ગામના લોકો પોતાના ગામની યોજના કરે તો હિન્દુસ્તાન સુરક્ષિત છે અને દુનિયાને રાહ બતાવશે તેનો વિચાર કરવો જોઈએ. હું એમ નથી કહેતો કે તમે આનો વિચાર ઉતાવળે કરજો વિચાર કરવા માટે વિવેકપૂર્વક બે ત્રણ વખત ચર્ચા કરીને શંકા-સમાધાન કરી સમાધાનપૂર્વક વિચાર કરવો જોઈએ તેમ છતાં યે જલ્દી વિચાર કરવો જોઈએ કારણ કે આ જમાનો બીજો છે. આ તમે સમજી શકો છો. આટલું ન સમજી શકો તેવી પરિસ્થિતિમાં તમે નથી. માટે તમારા હાથમાં હું નેતૃત્વ આપવા માગું છું. તમારા જ

હાથમાં હું સત્તા આપવા માગું છું. સત્તા હાથમાં લેવા માટે શું કરવું પડે? આપણું પોતાનું અસ્તિત્વ જ ન રાખવું જોઈએ. આપણી પાસે જે કાંઈ છે તે બધું ગામનું છે અને ગામમાં છે તે બધું આપણું જ છે. આવી રીતે પ્રેમ અને સેવાની સત્તા હાથમાં લઈને ગામનું આયોજન કરો તેટલી જ મારી માંગ છે.

બાકી જો કોઈએ કોઈને ધમકાવીને કશું લીધું હોય તો તે કશાય કામનું નથી. તે નકામું છે. પરંતુ જો એવા માણસને મારી પાસે લાવો, જેને ધમકાવવામાં આવ્યા છે, તો જેણે એમને ધમકાવ્યા તેને ઠપકો આપીશ કે તમે આ બહુ જ ખરાબ કામ કર્યું છે. પરંતુ એના માટે મને પુરાવા મળવા જોઈશે. પરંતુ જો કોઈ વાતો જ કરી જાણે અને આને માટે ગંભીર આક્ષેપ મૂકી તેને માટે પુરાવા પેશ ન કરે તો તે ન ચાલે. અને એ આક્ષેપ સાચો છે એવું જો સાબીત થશે તો આ કામ ખોટું થયું છે એવું હું જાહેર કરીશ.

કાશીપુરા, તા. ૧૪-૧૦-'૫૮

— * —

# આશ્રમજીવનની આધારશિલાઓ

ઘણાં વરસોથી આ આશ્રમ (રંગપુર આશ્રમ), જ્યાં હરિવલ્લભભાઈ પરીખ કામ કરે છે અને આસપાસનાં ગામવાળાઓની સેવા કરે છે, એથી મારા મનને બહુ સંતોષ થાય છે. આશ્રમમાં બે ત્રણ કામો થવાં જોઈએ એવી અપેક્ષા આશ્રમો પાસેથી બધાં કરે; અને હું તો કરું છું.

એ ત્રણ કામોમાં પહેલું કામ તો એ કે, જેવી રીતે બધાંને ટાઢ લાગતી હોય અને એ અગ્નિની આજુબાજુ બેસી જાય તેવી રીતે આશ્રમની હૂંફ આસપાસના ગામવાળાઓને મળવી જોઈએ. આશ્રમનું સ્થાન અગ્નિ જેવું હોવું જોઈએ. કોઈ પણ વ્યક્તિને કંઈ પણ દુઃખ હોય તો ત્યાં આશ્રમમાં આવીને એ આશ્રમની સેવા લે. એમને કંઈને કંઈ રાહત, કંઈને કંઈ સાંત્વન, કંઈક ને કંઈક ઉપદેશ મળે એવી રીતે આ આશ્રમ— પોતાનામાં જ સમાઈ ગયેલો ન હોવો જોઈએ. પણ—આસપાસના ગામડાંવાળાઓની આશાનું એક સ્થાન હોવું જોઈએ. એ તો જ થઈ શકે જો આશ્રમવાળા આસપાસના ગામવાળાઓનાં—લોકોનાં જીવનની સાથે પોતાનું જીવન એકરૂપ કરવાની કોશિશ કરે.

બીજી વસ્તુ આશ્રમમાં એ થવી જોઈએ કે ત્યાં ગામડાંવાળા ભાઈઓ અને શહેરવાળા ભાઈઓ ત્યાં આવે અને જ્ઞાનચર્ચા કરે અને એવી

રીતે નવા નવા વિચારો સમજે. એવી રીતે આશ્રમમાં નિરંતર વિચાર-ચર્ચા ચાલવી જોઈએ. જો નિરંતર જ્ઞાનચર્ચા ચાલે તો જ માણસ અને સમાજ પ્રગતિ કરે છે; નહિ તો જમાનો આગળ ચાલ્યો જાય અને માણસ પાછળ રહી જાય. એમ બને એટલા માટે જમાનાની ગતિને ઓળખીને છેલ્લામાં છેલ્લા વિચારોને સમજવાની કોશિશ આશ્રમમાં થવી જોઈએ.

ત્રીજી વાત આશ્રમમાં એ થવી જોઈએ કે આશ્રમમાં જીવન-સંશોધનનું કામ થવું જોઈએ. આપણે બધાં હિન્દુસ્તાનમાં જે જીવન જીવીએ છીએ તેમાં કેટલાક અંશો બહુ સારા છે – જેવાં કે ભક્તિ, પ્રેમ, અરસપરસ એકબીજાને સહકાર કરવાના વિચારો આપણી સભ્યતામાં-આપણા જીવનમાં અત્યંત સારા છે. પરંતુ તેવી જ રીતે આપણામાં કેટલાક દોષો પરાપૂર્વથી ચાલતા આવ્યા છે; તેમને કાઢવા જોઈએ અને આપણામાં જે કોઈ ગુણો છે તેને વધારવાનું સંશોધ[illegible] થવું જોઈએ. નવાં નવાં ઓજારોનું સંશોધન થવું જોઈએ. નવા નવા વિચારો તેમ જ જીવનની પદ્ધતિનું સંશોધન થવું જોઈએ. જેવી રીતે ખાવા પીવામાં, સુવામાં, મકાન બનાવવામાં, રસ્તો બનાવવામાં, સંશોધન થાય છે એ રીતે જીવનની જે પદ્ધતિ છે તેમાં સંશોધન થવાની જરૂર છે. તેમાં, આપણે અત્યારે જે ચલાવીએ છીએ તેમાં, જ્યાં જ્યાં આપણને ફર્ક કરવાની જરૂરત લાગે ત્યાં સંશોધન થવું જોઈએ.

તો મેં તમને ત્રણ વાતો બતાવી. આપણા દોષોનું સંશોધન, આપણાં ઓજારોનું સંશોધન, આપણી જીવનપદ્ધતિનું સંશોધન

એટલે કે સુધારો. આપણી જીવનની પદ્ધતિનું, ઓજારોનું સંશોધન અને આપણા દોષોને કાઢી નાંખવા માટેનું સંશોધન કરવા માટે જીવનમાં સુધારો જોઈએ. આજે આપણા દેશમાં છૂતાછૂત ભેદ, દારૂતાડીના વ્યસનો વગેરે ભૂરી આદતો, બદીઓ, ગંદકી, ગંદી રીતે રહેવાની ટેવ —એ બધા દોષો નીકળી જાય એવું સંશોધન આશ્રમમાં થવું જોઈએ. તો, એક : જ્ઞાન-વિજ્ઞાનની ચર્ચા બીજું : જીવનસંશોધનની ચર્ચા અને ત્રીજું : આસપાસના ગામડાંવાળાઓને હૂંફ આપે એવી પ્રેમમય સેવા —આ ત્રણે વસ્તુઓ આશ્રમમાં હોવી જોઈએ. આ તો આશ્રમના અંગે પ્રસ્તાવના રૂપે એક વાત કહી

૧૯૧૬માં જ્યારે હુ ગાંધીજી પાસે એમના આશ્રમમાં પહોંચ્યો ત્યારથી અત્યાર સુધી હુ આશ્રમમાં જ છું. સાત આઠ સાલ થયાં ભ્રમતો જ રહ્યો છું; પરંતુ રમતો અને રખડતો છતાં હજીએ હું આશ્રમમાં જ રહું છું. મારું સરનામું "વિનોબા આશ્રમ" એનું એ જ છે. એટલા માટે અત્યારનું અમારું જીવન પણ-આશ્રમની ઢબે જ ચાલવીએ છીએ રાત્રે નિશ્ચિંત સમયે સૂઈ જઈએ છીએ. સવારે નિશ્ચિત સમયે ઊઠીએ છીએ. સવાર અને સાંજ બંને વખત પ્રાર્થના કરીએ છીએ. જેટલું ચાલવાનું હોય તેટલું બરાબર રોજ ચાલીએ છીએ ખાવાનો સમય જે નક્કી થયો હોય ત્યારે જ ખાઈએ છીએ. અને ખાવાની વસ્તુ જે નક્કી કરી હોય તે જ ખાઈએ છીએ. ફક્ત એક જ વાત જે આશ્રમમાં ન કરવી જોઈએ તે કરીએ છીએ. અને તેને માટે શરમિંદા પણ થઈએ છીએ. બાકી બીજી બધી રીતે તો આશ્રમમાં જ રહેવાની કોશિશ કરીએ છીએ. ૧૯૧૬ થી ૧૯૫૮ સુધી ૪૨ વરસ સતત આશ્રમમાં જ રહ્યો છુ એટલા માટે આશ્રમ કેવો હોવો જોઈએ તેના વિચારો અનુભવથી બનેલા છે અને તે મારી પાસે છે. અને આ પણ આશ્રમનું જ સ્થાન છે તે પણ મારું જ સ્થાન છે એમ સમજીને આ બધી વાતો મેં તમારી પાસે કરી.

હમણાં મેં કહ્યું કે આશ્રમમાં ન કરવા જેવી એક વાત અમે કરીએ છીએ. પરંતુ તે સિવાય બીજી કોઈ પણ વાત અમારા હાથથી જાણીબૂજીને આશ્રમની મર્યાદાનો ભંગ થાય તેવી કરતા નથી. અજાણપણે કોઈ પણ ભૂલ થઈ જતી હોય તો તે વાત જુદી. પરંતુ જાણીબૂજીને તો આશ્રમમાં ન કરવા જેવી વાત અમે કરતા નથી. બીજું બધું અમારું કુશળ છે, પરંતુ આશ્રમમાં ન કરવા જેવી વાત એ છે કે બીમાર ન પડવું જોઈએ.

**પરંતુ તમને હમણાં જ કહેવામાં આવ્યું કે હું તો હમણાં જ બીમાર પડયો હતો. અને એટલામાં તો બે વાર ગોળીબાર કરવો પડયો; એ દિવસમાં કવીનાઇનની બે ગોળીઓ લેવી પડી. એ ગોળીઓને તો હું ગોળીબાર જ માનું છું. એ ગોળી લેતી વખતે મને એટલું જ દુઃખ થાય છે જેટલું ગોળીબાર કરતી વખતે ગોળીબારની આજ્ઞા આપનાર સરકારને દુઃખ થતું હશે.**

પરંતુ કાલે એક નવા ડૉક્ટર આવ્યા હતા. એમણે વળી પાછી સલાહ આપી કે તમારે હજી બીજી ત્રણ ગોળીઓ લેવી જોઈએ. તો મેં એમને કહ્યું કે તમારા જે કંઈ કારતૂસ વિગેરે હોય તે મારી પાસે રાખી જાઓ. પેલા ડૉક્ટરે એ ગોળીઓ મારી પાસે રાખી દીધી. હમેશાં હું જે ગોળીઓ લઉં છું તેના કરતાં આ નવી ગોળીઓ હતી. પરંતુ આજે પરમેશ્વરની ઇચ્છા એવી હતી કે સવારે તાવ ભાગી ગયો, નાસી ગયો, તો મને એ ગોળી મારે આદર વધ્યા કે એના નામ માત્રથી, એના સ્મરણ માત્રથી, મારો તાવ જતો રહ્યો. દુનિયામાં આવી જ દવાઓ શોધાવી જોઈએ કે એના નામ માત્રથી જ તાવ ઊતરી જાય. મારા ૭ સાત વરસમાં મેં કુલ મળીને આઠનવ

ગોળીઓ લીધી હતી ને ઉપરાંત બીજું કોઈપણ ઔષધ પેટમાં ગયું ન હતું. વાસ્તવમાં ઔષધની જરૂરત જ નથી તે છતાં યે કંઈ ભૂલ થઈ જાય છે તેટલા માટે આવા પ્રસંગો આવે છે. એટલા માટે આપણે તાવ માટે ઈશ્વરને જવાબદાર નથી માનતા.

**બીમારી માટે પ્રારબ્ધ અથવા તો પરમેશ્વર જવાબદાર છે એવું નથી. બીમારી એ આપણી પોતાની કમાણી છે. જ્યારે દુરસ્તી એ પરમેશ્વરની કૃતિ છે, પછી ભલે આપણે સાજા થઈ જઈએ તો શ્રેય ડોકટરને આપીએ. પરંતુ દુરસ્ત તો ભગવાન જ કરે છે**

પણ ડોકટર અને રોગની વચ્ચે એક નિર્ણય થઈ ગયો છે, એક કરાર થઈ ગયો છે એથી કરીને ડોકટર સુરક્ષિત છે. ડોકટરનું ઔષધ લીધું અને જે રોગી સાજે થઈ ગયો તો ડોકટરનો મહિમા ગણાશે, ડોકટરની પ્રસિદ્ધિ થશે, અને જે ડોકટરની દવા કામમાં ન આવે અને દર્દી મરી જશે તો પ્રારબ્ધ અથવા તો પરમેશ્વરની કૃતિ પર સારી જવાબદારી છોડવામાં આવશે દર્દી મરી જાય તો જવાબદાર પરમેશ્વર, અને રોગી દુરસ્ત થાય તો જવાબદાર ડોકટર તો આ રીતે તો ડોકટર ફાવી ગયા છે. આ રીતે તો બંને બાજુથી ડોકટર શ્રેય મેળવી જાય છે. પચાસ દર્દીઓને એ દવા આપે અને એમાંથી પચ્ચીસ દર્દીઓને એ મારી નાખે અને પચ્ચીસ દર્દીઓને ઔષધ આપી સાજા કરે, તો એમ કહેવાશે કે ૨૫ રોગીઓને પરમેશ્વરે મારી નાખ્યા, પરંતુ ૨૫ રોગીઓને ડોકટરે બચાવ્યા બચાવનાર ડોકટર પોતે અને મારી નાખનાર પરમેશ્વર આ વિભાજન તદ્દન અન્યાયથી ભરેલું છે. કાં તો બંનેની જવાબદારી પરમેશ્વરને સોંપવી જોઈએ, કાં તો બંનેની જવાબદારી ડોકટરે લેવી જોઈએ પરંતુ ડોકટર પોતે એક જ જવાબદારી લે અને બીજી જવાબદારી ઇશ્વરને આપે ઇત્યાદિ

ઘણીવાર આપણે એવા ઓઝવાઈ જઈએ છીએ કે ડૅાક્ટર આવે છે ત્યારે મોહવશ થઈ જઈએ છીએ અને કંઈને કંઈ ન કરવા જેવું કરી નાંખીએ છીએ.

કોક વખતે હું પણ એવું જ કરી નાખું છું. જો એક ઠેકાણે હું બેઠો હોત તો એવું ના કરત. પરંતુ ફરવાનો મોહ છે, સેવા થાય છે અને માનાનો કાર્યક્રમ નિશ્ચિત થઈ ગયો છે. એટલે વચમાં અટકવું ન જોઈએ એટલે પછી ગોળાબાર કરવો પડે છે. તો આ એક વાત છોડી દઈને બાકી આશ્રમના કોઈ પણ નિયમોનો ભંગ ન કરીએ તે માટે સાવધાન રહીએ છીએ. તો આ આશ્રમમાં જે કોઈ હશે, જે કોઈ રહેશે, તે લોકો સાવધાન રહે. અને મેં આશ્રમ માટે જે ત્રણ વાતો કરી તેમાં જો એ ધ્યાન દે તો એમના હાથે ખુબ સેવા થાય અને એમનો પોતાનો પણ ઉદ્ધાર થાય અને પ્રજાને પણ લાભ થાય

રંગપુર, તા ૧૫-૧૦-'૫૮.

—•*•—

ભલે તમે ડરો છો તો ગ્રામદાનમાં ન આવો. પરંતુ દેખનારાઓને ડર લાગે છે, તો એ બધા લોકોને હું આશ્વાસન આપવા માગું છું કે જો તમે લોકો અત્યારે ગ્રામદાનમાં દાખલ થવા માગતા ન હો તો તમારા ઉપર કોઈ પણ જાતની જબરજસ્તી નથી. જે બીજા લોકો ગ્રામદાનમાં દાખલ થાય એ શું કરે છે તે જોજો. પરંતુ એમને પણ ડર પેદા ન કરાવશો.

એક તો ગ્રામદાનમાં ડરીને દાખલ ન થવું જોઈએ; અને બીજી વાત, ડરીને ગ્રામદાનથી અલગ ન રહેવું જોઈએ. બંને બાજુથી ડર ન હોવો જોઈએ. આ કામ જ પ્રેમનું કામ છે, સમજવાનું કામ છે અને સમજીને કરવાનું કામ છે. ગ્રામદાન થાય અને બધા ભાઈઓ એકત્ર થઈને એક બીજાને મદદ કરે. વ્યસનો વગેરે છોડી દે અને પ્રેમથી રહેવા લાગે તો હિંદુસ્તાનનો ઉદ્ધાર થાય. આપણે જો એમ ન કરીશું તો સ્વરાજનો લાભ આપણને મળવાનો નથી એ વાત નિશ્ચિત છે. એટલા માટે ગ્રામદાન વિષે અત્યંત નિર્ભય થઈને બધાએ વિચાર કરવો જોઈએ.

આજે આ ગામમાં ગ્રામદાની ગામોમાંથી અને પ્રાંતભરમાંથી લોકો આવેલા છે, તેમણે કેટલાક સવાલો પૂછ્યા છે તો એ સવાલોનો જવાબ પહેલાં આપી દઉં.

**પ્રશ્ન : ૧ :** ગ્રામદાન પછી વહેંચણી તરતજ થશે કે અમુક સમય બાદ? જો વહેંચણી તત્કાલ ન થાય તો તેને ગ્રામદાન કેવી રીતે કહેશો?

ગ્રામદાન થયા પછી તરતજ કરવાનું કામ ગ્રામસભા બનાવવી એ છે. ગ્રામસભા એટલે પાંચ માણસોની સભા નહિ. પાંચ યા સાત માણસોની સભા એ તો ગ્રામસમિતિ કહેવાય. પરંતુ ગ્રામસભા એટલે તો ગામના ૨૧ વર્ષથી મોટી ઉમરના પ્રત્યેક માણસોની એક સભા. ગામનાં જેટલાં પ્રૌઢ લોકો છે તે બધાંની સભા એ ગ્રામસભા છે.

આખા ગામની જમીન આ ગ્રામસભાની ગણાશે અને પછી એની મારફત કામ કરવા સારૂ એક સેવક-સમિતિ નીમાશે, જે ગ્રામ સમિતિ કહેવાશે અને જે પાંચ સાત માણસોની હશે ગ્રામસભામાંથી બધાં મળીને એકમતિથી ગ્રામ-સમિતિના નામો પસંદ કરે અને જે નામ વિષે એક પણ ભાઈને કંઈ પણ વિરોધ હોય તો તે નામ ન આવે આવી રીતે જે સમિતિ બને તે ફક્ત સેવા કરનારી સેવક સમિતિ હશે માલિક-સમિતિ નહિ માલિક સમિતિ તો ગ્રામસમાજ રહેશે. સેવક સમિતિ જે કાંઈ નિર્ણય લેશે તે એકમતિથી લેશે. અને પછી પોતાના નિર્ણય ગ્રામસભા પાસે મૂકશે, ગ્રામસભાને સમજાવશે અને છેલ્લો નિર્ણય ગ્રામસમાજ કરશે આ રીતે જ થવું જોઈએ.

પહેલામાં પહેલું કામ ગ્રામસભાનું થવું જોઈએ. હું જાણું છું કે આ કામ તરતજ થશે એવું નથી. એમાં કેટલોક સમય તો જશે. પરંતુ જ્યાં ગ્રામસભા બની ત્યાં ગ્રામદાનના કામની શરૂઆત થઈ એમ કહેવાશે. અને પછી જમીનની વહેંચણીનો સવાલ આવશે તે ત્યાર પછી હાથમાં લેવાશે.

**પ્રશ્ન:- ૨ :** સર્વ સેવા સંઘની વ્યાખ્યા પ્રમાણે જે ગ્રામદાન

થયેલાં ન હોય તેને તમે ગ્રામદાન ગણશો ? (વ્યાખ્યા પહેલાં અને વ્યાખ્યા બાદ થયેલાં.)

**સર્વ સેવા સંઘે નિર્ણય કર્યો છે કે જે ગામનાં ૮૦ ટકા લોકોએ જમીન દાનમાં આપી હોય અને ઓછામાં ઓછી ૫૦ ટકા જમીન ગ્રામદાનમાં આવી જાય તો તે ગ્રામદાન કહેવાય.**

તેથી કરીને પેલા ગામની નોંધ સરકારમાં થાય અને સરકાર સ્વીકાર કરે કે આટલું અમે માનીએ છીએ પરંતુ સરકાર સ્વીકારે તેનો અર્થ એ નથી કે જે લોકો ગ્રામદાનમાં દાખલ ન થયા તે લોકોને સરકાર કાનૂની રૂએ ગ્રામદાનમાં દાખલ કરશે. કેટલાક લોકો એવું સમજે છે કે ગ્રામદાન થયા પછી જે લોકો ગ્રામદાનમાં દાખલ નહીં થયાં હોય તેને જબરજસ્તીથી ગ્રામદાનના દાખલ થવું પડશે. આ બીલકુલ સ્વેચ્છાનો સોદો છે. સ્વેચ્છાથી દાખલ થયેલાં ૮૦ ટકા લોકો અને સ્વેચ્છાથી આવેલી ૫૦ ટકા જમીન જે ગ્રામદાનમા ચાલી જાય તો તેને ગ્રામસભા તરીકે સરકાર માન્ય રાખે. પરંતુ એટલા ટકા જમીન અને એટલા ટકા માણસો જો ન મળ્યા હોય અને એથી ઓછા ટકા જમીન ઓછા લોકોએ આપી હોય તો એવા ગામોની પણ નોંધ થવી જોઈએ. પછી ભલે એને આપણે ગ્રામદાનમા ન માનીએ, ગ્રામપરિવારમાં માનીએ. અને પછી ગ્રામદાન માટે જે રીતે સરકાર આજે માન્યતા આપે છે તેની રીતે પણ આને માન્યતા મળે તેવો પ્રયત્ન થઈ શકે છે. એ માન્યતા ભલે ન મળે એ જુદી વાત પરંતુ આવાં ગામોને માટે આપણી માન્યતા તો રહેશે જ

**પ્રશ્ન**—૩ ગ્રામદાનમાં ભય ન હોવો જોઈએ, લોભ ભલે હોય?

**ભય ન હોવો જોઈએ તે તો મેં તમને કહી દીધું છે.**

ગ્રામદાન અને ભય એ બંનેનો મેળ જ ખાતો નથી. ગ્રામદાન નિર્ભય થઈને જ થઈ શકે છે. હવે લોભની વાત. માણુસ માત્રનું જીવન લોભ ઉપર છે. માણુસના જીવનમાં કંઈકને કંઈક લોભ હોય છે. એટલા માટે તો માણુસ કામ કરે છે. એટલા માટે લોભમાં યોગ્ય લોભ અને અયોગ્ય લોભ એવો ફરક કરવો જોઈએ. ધારો કે કોઈ માણુસ અમુક એક ઉદ્યોગ કરે છે અને એ ઉદ્યોગથી કંઈ લાભ થશે તેવા એના વિચારથી કરે છે. પરંતુ એ ઉદ્યોગમાંથી ગલત લાભ--ગેરલાભ લેવાની દાનત હોય તો એ લોભ ખોટો કહેવાય. પરંતુ ગેરલાભ લેવાની દાનત ન હોય, યોગ્ય લાભ લેવાની જ દાનત હોય, તો તે યોગ્ય લોભ છે.

ધારો કે ગ્રામદાનમાં બધા એકત્ર કરીને વિચાર કરી શકીશું, ગામનો પાક વધારી શકીશું, ગ્રામદાન બનાવ્યા પછી પહેલી સહકારી મંડળી બનાવીશું, તો આજની સહકારી મંડળીમાં જે દોષ છે તે આમાં નહિ આવે પેલામાં તો માલિકો દાખલ થશે અને દરેક માલિકોની અલગ અલગ માલિકી પ્રમાણે દરેકને અલગ અલગ નફો મળશે. જ્યારે ગ્રામદાનમાં સહકારી મંડળી બહુ સારી સહકારી મંડળી બનશે, અને બહારથી પણ સરકારી મદદ ઠીક ઢંગથી મેળવી શકાશે. એટલા માટે ગામને લાભ થાય તેવો કાર્યક્રમ પણ ગામને સલાહ આપનો રહેશે; અને સરકારે જાહેર કર્યું છે કે જ્યાં ગ્રામદાન થશે ત્યાં કોમ્યુનિટી પ્રોજેક્ટવાળાઓએ વધારે ધ્યાન આપવું; તે સરકારે માન્ય જ કર્યું છે.

આ રીતે ગામને કોઈ ને કોઈ રીતે લાભ થાય તેવા

વિચાર કરે તો તેમાં કશુંએ ખોટું નથી. એમાં કશો ગેરલાભ ઉઠાવવાની દાનત નથી. પરંતુ પોતે આળસુ બનીને, અમારે કશું કરવું નથી; અમે ગ્રામદાન કર્યું એટલે બહારથી અમને કંઈ ને કંઈ મળવું જોઈએ; જો અમને બહારથી કંઈ ના મળે તો અમે ગ્રામદાન શા માટે કરીએ?—આવું જો ગામના લોકો કહે તો જેમણે ગ્રામદાન માટે સમજાવ્યા તેમણે ઠીક સમજાવ્યું ન કહેવાય, ગ્રામદાન થશે, બહારથી કૃપા વરસશે એ રીતનું આશ્વાસન આપવું એ ગલત. ગ્રામદાન થયા પછી તરતજ તમને બળનો અનુભવ થશે, અને ગામ સંપીલું થશે; ગામમાં ઝઘડા ઓછા થશે; બધાં એક બીજાને મદદ કરશે; ભૂમિહીનોને ભૂમિ અપાશે. **અહીં જે ગ્રામદાન થયાં છે ત્યાં ભૂમિહીનોને ભૂમિ અપાઈ છે. ગામના ઝગડા ગામમાં પતે છે અને ભજનમંડળી પણ તૈયાર થઈ છે.**

ગામમાં પ્રેમ, કરુણા, હિંમત અને પરસ્પર સહકાર વધે એવી રીતે કરવા માટે ગ્રામદાન સમર્થ થશે, તો ગામને લાભ થશે; ગામનું આરોગ્ય વધશે. આ રીતનો લોભ જો ગ્રામદાનના ભાઈઓ રાખતા હોય તો તે ખોટો લોભ નથી. એ માટે મારે કશું કહેવાનું નથી. પરંતુ બહારથી મદદ મળે એવી જો આશા રાખે તો તેને ખોટો લોભ કહી શકાય. એટલા માટે યોગ્ય લોભ અને અયોગ્ય લોભ એવો ફરક કરવો જોઈએ.

**પ્રશ્ન : ૪** • ગ્રામદાનની જાહેરાત કોણ અને કેવા સંજોગોમાં કરે ?

ગ્રામદાનની જાહેરાતમાં એ ગામના લોકો કહી દે : અમે ગ્રામદાન કર્યું છે અને પોતાના ગામમાં પાટિયું મારી દે કે અમારું ગામ એ ગ્રામદાની ગામ છે તો અમારી સગાઈ થઈ ગઈ છે અને સગાઈ અને વિવાહમાં જે અંતર રહ્યું છે તે રહેશે હવે જ્યારે ગ્રામસભા થશે ત્યારે અમારો વિવાહ તો થશે અને જ્યારે જમીનની વહેંચણી થશે ત્યારે અમારો સંસાર જ શરૂ થઈ ગયો પરંતુ અમે બધાએ સંકલ્પ કર્યો છે એટલે અમારી સગાઈ તો થઈ ગઈ ગ્રામદાન થઈ ગયું પછી હવે કંઈ કહેવાપણું નથી કે એ ગ્રામદાન ન થાય

પરંતુ કેટલાક લોકો એવા છે કે જે ગ્રામદાનમાં ન ભળ્યા હોય તો તેમને એ જ કહેવાનુ રહેશે કે તમો અમારા ભાઈઓ છો તમારા પર અમારો પૂરો વિશ્વાસ છે. તમે આજે નહિ તો કાલે ગ્રામદાનમાં જરૂરથી આવશો એની અમને કશી ફીકર નથી આજે ગામનાં ૮૦ ટકા લોકો દાખલ થયા છે અને ૫૦ ટકા જમીન ગ્રામદાનમાં આવી ગઈ છે. માટે અમે ગ્રામદાન જાહેર કરીએ છીએ પરંતુ એમાં તમારે દાખલ થવું જ પડે એવું કશું નથી. તમો બીલકુલ ગભરાશો નહીં. તમારી જમીનની ખેતી અમે કરી આપીશુ અત્યાર સુધી એ ખેતરોમાં મજૂરી–કામ કરતા હતા હવે ગ્રામસમિતિ એમાં કામ કરશે અને તમને જે આપવાનું હશે તે તમને બરાબર આપશે તેને માટે તમો ડરશો નહિ.

આવી રીતે ગ્રામદાનની જાહેરાત થયા પછી **રંગપુર આશ્રમવાળા તેના ઉપર રંગ ચઢાવશે.** ગ્રામદાનનું પત્રક થશે. એમા બધાની સહી લેવાઈ હશે, તો કેટલા લોકોએ જમીન

**આપી, એ પ્રમાણે ગામની બધી માહિતી જાહેર થશે. જેથી ગ્રામદાન જાહેર કરવામાં આવ્યું એમાં કશું વાંધા ભરેલું નથી, એવું લોકોને સમજાશે**

કેટલાક લોકો મને પૂછે છે કે ગ્રામદાન થાય અને પછી તે પાછું લઈ લે તો તેના કરતાં પાંચ-છ મહિના રાહ જોયા પછી ગ્રામદાન જાહેર કરવામાં કેમ ન આવે? તો હું એમને કહું છું કે હિન્દુસ્તાનમાં કાચું-પાકું કાંઈ થવાનું નથી જે થાય તે પાકું જ થાય છે. જે સંકલ્પ કરે છે તે પાકો જ છે છતાંએ એકાદ જણને સંકલ્પ પાછો લેવો હોય તો ભલે લે.

શિવાજી મહારાજ એક પછી એક કિલ્લા લેતા હતા દશ કિલ્લા જીત્યા તો એમાંથી એક કિલ્લો પાછો લઈ લેતા તો નવ રહેતા. પરંતુ શિવાજી મહારાજ તો આગળ વધીને બીજા કિલ્લાઓ જીતતા જતા હતા. આવી રીતે બધા જ આંદોલનોમાં થાય છે માટે ડરવું ન જોઈએ. એને માટે સંકોચ ન રાખવો જોઈએ. પરંતુ એને માટે ગેલ પીટવાની જરૂર નથી કે આ આટલાં ગ્રામદાન થયાં આવી રીતે ધીરેધીરે સાવધાન રહીને આપણે-સૌ આગળ વધીએ

**પ્રશ્ન- ૫:** ગ્રામદાન જાહેર થાય છે તેની વ્યવસ્થા, નોંધણી માટે કોઈ તંત્ર હોય કે કેમ? જો હોય તો કેવું?

આ બધુ કામ સર્વ સેવા સંઘ કરે છે સર્વ સેવા સંઘ એ વ્યક્ત-અવ્યક્ત સંસ્થા છે હિન્દુસ્તાનના કેટલાક વિભાગોમાં એ વ્યક્ત છે અને કેટલાક વિભાગોમાં એ અવ્યક્ત છે

રંગપુર આશ્રમ એ સર્વ સેવા સંઘનું અવ્યક્ત રૂપ છે.

રંગપુરમાં જે ભાઈઓ જે ગ્રામદાનો નોંધાવશે તેને સર્વ સેવા સંઘ માન્ય કરશે.

એવી રીતે જ્યાં જ્યાં આશ્રમો છે; નઈ તાલીમ, ખાદી–ગ્રામોદ્યોગ વગેરે રચનાત્મક કામ કરનારી સંસ્થાઓ છે; અને સર્વ સેવા સંઘની પોતાની જેટલી ઓફિસો હશે ત્યાં ત્યાં જે કાંઈ થાશે તે બધું જ સર્વ સેવા સંઘ માન્ય કરશે આ એક વ્યાપક સંસ્થા છે આખા ભારતમાં સાડાપાંચ લાખ ગામડાઓમાં તેનું કામ ચાલે છે સર્વની સર્વ સેવા કેટલીક વ્યક્ત રૂપે અને કેટલીક અવ્યક્ત રૂપે એ કરે છે.

એના ઓછામાં ઓછા ત્રણ કરોડ તો રચનાત્મક કાર્યકર્તાઓ છે. તેઓ બધા ખેતી કરે છે પોતપોતાના ઘરની. હવે જો એ લોકો પોતાના ઘરમાં સર્વોદયપાત્ર રાખે તો ત્યાં સર્વ સેવા સંઘ વ્યક્ત થઈ ગયો જ્યારે એ લોકો માત્ર પોતાની ખેતી જ કરતા હતા ત્યારે સર્વ સેવા સંઘ અવ્યક્ત રૂપે હતો. પરંતુ તેમને પોતાના ઘરમાં સર્વોદયપાત્ર રાખ્યાં તેટલાથી સર્વ સેવા સંઘ વ્યક્ત થઈ ગયો. આ રીતે કામ કરવાનું છે. એટલા માટે અહીંના આસપાસના દરેક ગામોના પ્રત્યેક ઘરોમાં સર્વોદયપાત્ર મુકાવું જોઈએ એ પહેલું કામ. એટલા માટે એનાથી સર્વ સેવા સંઘનું મથક પ્રત્યેક ઘરમાં થઈ જશે.

**પ્રશ્ન :– :૯:** ગ્રામદાન થયા પછી નિર્માણના કામમાં તરતજ બેસી જવું જોઈએ ? કોણ બેસે ?

જે બેઠા છે તે બેસે; જે ફરતા છે તે શા માટે બેસે ? રચનાત્મક કામ કરનારા ત્રણ કરોડ લોકો આપણી પાસે છે. તેમાંથી કોઈ બેસે

અને કામ કરે. જો આપણે એમ માનીએ કે ગ્રામદાનના ગામોમાં બહારથી માણસો જઈને બેસે અને કામ કરે, તો તે અસંભવિત વાત છે બંને રીતે એક તો બહારના માણસો બધા ગામોમાં મોકલી પણ ન શકાય અને બીજું બહારથી જે માણસો જાય તે યશસ્વી જ થશે એવું ખાત્રાપૂર્વક ન કહેવાય અને ત્રીજું. ધારો કે અમુક ગામોમાં માણસો મોકલ્યાં અને એ લોકો યશસ્વી થયા, તો કામ અટકી પડશે કારણ કે પછી પ્રત્યેક ગામવાળા માગણી કરશે કે અમારા ગામમાં જો માણસ મોકલી આપતા હો તો અમે ગ્રામદાન કરવા તૈયાર છીએ. એટલે પછી ગ્રામદાનની પોતાની શક્તિ તો ઊભી થાય જ નહિ માટે જે જગ્યાએ પહેલેથી રચનાત્મક કામ કરનારા હોય તો એ લોકો ભલે ગ્રામદાન થાય તે પછી ત્યાં કામ કરવા જાય. ખાદી, નઈ તાલીમ, કોમ્યુનિટી પ્રોજેક્ટ, એક્સટેન્શન સર્વિસ અને ગાંધી નિધિમાંથી કોઈને કોઈ ત્યાં જાય તે તો સારું છે. એમાં કશું ખરાબ નથી. ગ્રામદાન થાય અને તુરત જ કોઈ બેસી જાય અને પછી ગ્રામદાનના ગામને સુંદર બનાવે. પરંતુ આસપાસના ગામો ગ્રામદાન ન થયાં હોય એવાં એેેડકન્ડીશન્ડ ગામો બનાવવાં હોય, તો તે ન બનાવી શકે. આજુબાજુનાં ગામોમાં જુદી હવા હોય અને તે ગામોમાં જુદી હવા હોય એવું ન બની શકે.

માનો કે વડોદરા જિલ્લામાં શિયાળો છે અને અહીં ગ્રામદાન થયું તો અહીંના ગામમાં ઉનાળો હોય તે ન થઈ શકે જ્યારે આખા વડોદરા જિલ્લામાં શિયાળો હોય ત્યારે એ ગ્રામદાની ગામમાં પણ શિયાળો હોય. ઉનાળો ક્યાંથી હોય ? તો એવી રીતે એક ગામ પકડીને કોઈ બેસી જાય તો ગામ સુંદર થઈ જશે એવો મને કંઈ વિશ્વાસ નથી. પરંતુ જો ક્યાંય સરસ રીતે ગ્રામદાનમાં મળ્યું હોય પાંચ-પચાસ ગામમાં ગ્રામદાનો મળ્યાં હોય, અને ત્યાં જે ગ્રામદાન થાય અને તે લોકો કામ શરૂ કરે. અને તેમ. કંઈ સલાહ યા મદદની જરૂર હોય,

તો આપણા સર્વોદયના કાર્યકર્તાઓ એમને સલાહ આપવા, મદદ કરવા તૈયાર રહે એ વધુ લાભદાયી બની શકે

**પ્રશ્ન ૭ :** થોડાંક નમૂનાના ગ્રામસ્વરાજ કેમ ન બનાવવામાં આવે ?

આ સવાલ ખૂબ – વખતો વખત પૂછવામાં આવે છે કે ગ્રામસ્વરાજના નમૂના કેમ ન બનાવવામાં આવે હવે તમો ધારો કે પાકિસ્તાનની હિન્દુસ્તાન પર નજર ગઈ અને માની લો કે આક્રમણ થયું. હું આ બધી કલ્પનાની જ વાત કરું છું પાકિસ્તાન કંઈ હિન્દુસ્તાન પર આક્રમણ કરવાનુ છે નહિ પરંતુ માની લો કે એણે આક્રમણ કર્યુ, તો આખા દેશના એક ભયનુ વાતાવરણ નિર્માણ થઈ જશે. સર્વત્ર ભય દેખાશે એવી સ્થિતિમા જે લોકો ગ્રામસ્વરાજનો નમૂનો કરવા બેઠા હશે તે શું કરશે ?

એટલા માટે આખા દેશના આપણા વિચારનો અંકુશ રહે એવી યોજના જે આપણે કરી હોય ત્યારે જ અમુક ક્ષેત્રમાં ગ્રામસ્વરાજના નમૂના કરી શકીએ પરંતુ જ્યારે દેશમાં જુદું તંત્ર અને જુદા જ કાનૂન બનતા હોય અને આપણને ભૂદાનમાં જે જમીન મળતી હોય ત્યારે કાયદો થાય કે એવી રીતે ભૂમિ ન અપાય કારણ કે એના ટુકડા થાય છે આ તો મેં તમને એક મિસાલ આપી. તો કહેવા એ માગતો હતો કે કાયદાઓ ગમે તે પસાર થતા હોય, પરિસ્થિતિ ગમે તેવી પેદા થતી હોય, અને હુ પ્રતિજ્ઞા લઈને બેસું કે હું તો ચાર–પાચ ગામોનો ગ્રામસ્વરાજનો નમૂનો બનાવીશ એવી-કલ્પના કરીને બેસી જાઉં તો હુ ફાવીશ નહીં એમાં હુ હાર જ ખાઈશ એટલુ જ નહિ, પરંતુ એવા લોકો આ બેસવાના કામને ઉત્તેજન પણ આપશે, કે જે લોકો ઠીક જાણતા હશે કે આ લોકો આમાં કંઈ ફાવવાના નથી એમા કંઈ કરી શકવાના નથી તો ભલેને માથાફોડ કરે

એમ કહી ઉત્સાહ આપશે અને પોતાનાં કામ કરતા જશે અને પુછતા પણ જશે કે શું થયું રે? એ ગામમાં તો બીડીઓ વધારે વપરાય છે. તો એ ગામમાં બીડી વધારે વપરાય છે તો તમે ત્યાં બેઠા શા રીતે? તમે ત્યાં કશું જ કરી શકવાના નથી અત્યારે કેટલાં કેટલાં સિનેમા ચાલે છે? એને કોઈ રોકટોક છે કે? આ તો ભાઈ ગામ લઈને બેસી ગયા. પરંતુ ગામના લોકો શહેરમાં જઈને સિનેમા જોઈ આવ્યા તો તેમને કેવી રીતે આડી ભીંત બનાવશો?

તો જ્યાં સુધી આખા દેશમાં તમારા વિચારની સત્તા કે પ્રભાવ પડી રહ્યો છે એવું જ્યારે તમે જોશો; આખા દેશમાં તમારા વિચારનો પ્રભાવ પડે તેવી યોજના, તેવી વ્યવસ્થા, યોજના કરશો; અને તેની સાથે કેટલાંક ગામો લઈને બેસશો તો ગ્રામસ્વરાજ્યનો નમૂનો થશે. નહી તો કશો નમૂનો થઈ શકવાનો નથી એવો મારો દૃઢ અભિપ્રાય છે. છતાંયે કોઈ વીર એવો નમૂનો કરી બતાવે તો હું તે જોવા ઇચ્છીશ. અને મારો અભિપ્રાય ગલત છે એમ કહીશ. અને એ કબૂલ કરી બતાવે તો હું તે જોવા ઇચ્છીશ અને મારો અભિપ્રાય ગલત છે એમ કહીશ. અને એ કબૂલ કરીશ કે આણે પણ નિર્માણ કરીને બતાવ્યું.

પરંતુ હું તમને મારું જ ઉદાહરણ આપું મારું "શિક્ષણ-વિચાર" નામનું એક પુસ્તક છે એમા મેં એક પણ વિચાર એવો નથી કહ્યો જેનો અમલ મેં પોતે ન કર્યો હોય પ્રત્યેક વિચાર અમલમાં લાવીને, એનાં પરિણામો જોઈને કહેવાયેલા છે. તેમ છતાં સરકારનું શિક્ષણનું કામ જે ચાલુ હતુ તે જ ચાલુ છે રેઢ ગયે

વર્ષે સરકારવાળાઓને સૂઝ્યું કે શિક્ષણ બાબતમાં વિનોબાની સલાહ લઈ શકાય તો સારું. પરંતુ વિનોબા કંઈ ગયે વર્ષે જ શિક્ષણતજ્ઞ નહોતા થયા. એણે તો ૩૦ વર્ષ સુધી શિક્ષણના પ્રયોગો કર્યા હતા અને ત્યારબાદ જે કાંઈ વિચારો પ્રગટ થયા તે ૩૦ વર્ષના પ્રયોગોના વિચારો હતા પરંતુ ગયે વર્ષે સરકારને સૂઝ્યું કે હિન્દુસ્તાનભરના બધા પ્રાંતમાંના મુખ્ય શિક્ષણાધિકારીઓને જ્યાં વિનોબા હોય ત્યાં બોલાવવામાં આવે અને ત્રણ દિવસ એ લોકો સાથે રહ્યા અને ખુબ વાતો–ચર્ચા કરી અને પછી ચાલ્યા ગયા તો આવું કરવાનું એમને ગયે વર્ષે જ કેમ સૂઝ્યું? ૧૦ વર્ષ પહેલાં કેમ ન સૂઝ્યું? એનું એક જ કારણ છે કે ભૂદાન–ગ્રામદાન વગેરે વિચાર યશસ્વી થયો ત્યારે વિનોબા નામનો કોઈ એક માણસ છે તેની સલાહ લઈ શકાય એવી એમને પ્રતિતી થઈ

નઈ તાલીમ વર્ષોના અનુભવો મેળવેલા છે પણ એ અનુભવોની કિંમત હમણાં જ માન્ય થવા માંડી છે. પહેલાં એ ક્યાં હતી? આજે પણ એ માન્યતાનો અમલ કયાંક થશે જ એવું ન માનશો. પરંતુ તમારી સલાહ માગે છે, તમને પૂછે છે, તો હું કહેવા એ માંગુ છું કે વિચારની પ્રતિષ્ઠા દેશમાં જામી. એટલા માટે તમારામાં થોડી ઘણી વ્યવહાર્યતા છે એમ માને છે, એમ સમજે છે, ત્યારે તે સલાહ લે છે. નહિ તો તમારી સલાહ કોણ લેવાનું હતું?

માટે ગામસ્વરાજ્યના નમૂના જો ક્યાક બનાવી શકાતા હોય તો મને એની જેટલી તમન્ના છે તેટલી ભાગ્યે જ કોઈને હશે. મેં હમણાં જ થોડા વખત પર કહેલુ કે જેમ પેલા લોકો ઘેર બેઠાં અણુશસ્ત્રો ફેંકી શક છે અને નિશ્ચિત સ્થાન પર જઈને પેલું

શસ્ત્ર આખી દુનિયાને આગ લગાડી શકે છે, સળગાવી શકે છે, **એવી રીતે ઘેર બેઠાં આપણે આખી દુનિયાની આગ બુઝાવી શકીએ છીએ—એવું શસ્ત્ર અપણાં હાથમાં આવવું જોઈએ. એવા શસ્ત્રની ખોજમાં હું છું.**

ધારો કે પચાસ–સો ગામોનું એક કેન્દ્ર હોય અને ત્યાં આપણી કલ્પનાનું ગ્રામસ્વરાજ ચાલતુ હોય, અને ત્યાં બધાં લોકો સ્વતંત્ર થઈ ગયાં હોય અને પરિપૂર્ણ સરકાર–નિરપેક્ષ એવી રચના ક્યાંક કરી શક્યા હોય, તો મને જરાયે શંકા નથી કે, એની અસર આખી દુનિયા ઉપર થશે; અને હિન્દુસ્તાન ઉપર તો થશે જ. પરંતુ મારું એવું માનવું છે કે ત્યા સુધી આખા હિન્દુસ્તાનમાં સર્વ સાધારણ વાતાવરણ તૈયાર થાય અને તેની સાથે સારામાં સારાં માણસો એક ઠેકાણે બેસીને પ્રયોગ કરે આ જો થઈ શકતું હોય તો કરવા જેવું છે એવું મને લાગે છે.

પરંતુ ભારતમાં જો શાંતિસેના તૈયાર થાય તો પછી ગ્રામસ્વરાજના નમૂના સહેજે થઈ શકશે. નહિ તો પછી પેલા તામિલનાડમાં રામનાથ-પુરમાં ગ્રામદાન થયાં અને ત્યાંથી ૨૦ માઈલ પર જ રમખાણો થયાં તો બધાં ગામોના લોકોની હવા બગડી ગઈ તો દેશમા હવા બગાડનારી શક્તિ પર અસર નાખનારી કોઈ શક્તિ ન હોય તો પછી આપણે ફાવવાના નથી.

**એટલા માટે ભારતમાં એક વાર આપણા વિચારોની સત્તા થવા દઈએ અને પછી અમુક ક્ષેત્ર લઈને બેસી જઈએ તો બહુ સારૂં કામ થશે તેવું હું માનું છું. આજે પણ કોઈ વિશેષ પુરુષ બેસી જાય તો એ ગલત કામ કરે છે, ખોટુ કામ કરે છે, તેવું હું નથી માનતો. એવો પ્રયોગ કોઈ કરતા હોય તો ભલે કરે, એનાથી કંઈક લાભ જ મળશે એમ માનું છું.**

**રંગપુર, તા. ૧૫–૧૦–’૫૮**

# શાંતિસ્થાપના, સ્વામિત્વ વિસર્જન અને સર્વોદયપાત્ર*

**કેટલાંક** કામો એવા હોય છે કે કરી લીધા પછી જ ખબર પડે કે એની કરવાની રીત શું હોય છે ? શું કરીએ તો પૂર્ણતા આવે ? એ તો પાછળથી જ ખબર પડે પરંતુ શરૂઆતમા એ કરી જ જોવુ પડે છે અને ત્યાર પછી જ એની પદ્ધતિનો ખ્યાલ આવે છે

એવા કેટલાક અધરા કામો હોય છે તેમાનુ આ એક શાંતિસેનાનું કામ છે એટલા માટે કેટલીક વખતે હું અનિશ્ચિત, અબોધકર બોલુ છુ એવુ લાગે છે, અને તેમા કશી નવાઈ પણ નથી એમાં જો હું ચોક્કસ બોલતો હોત તો જ નવાઈ હતી

ધ્યાનમા રાખવાની વાત એ છે કે આખા ભારતની એક સુવ્યવસ્થિત યોજના આ રીતે અત્યાર સુધી કદી કલ્પનામા આવી નથી. જોકે શાંતિસેના અને સેવકોની કલ્પના બાપુએ કરી હતી, તેમ છતા તેનો અમલ ન થયો પરંતુ એમાં દેશની અંતર્ગત શાંતિની જવાબદારી સેવકોએ ઉપાડી લેવાની છે તેવી જાતની કલ્પના શાંતિસેનામાં ન હતી

* સુરત જિલ્લાના કાર્યકર્તાઓ સમક્ષ આપેલું પ્રવચન

તે વખતે કેટલાંક અશાંતિનાં કૃત્યો થતાં હતાં. તેની સામે શાંતિસેનાની વાતો ઊભી થતી હતી. અત્યારે તો સર્વોદય સમાજ કે સર્વ સેવા સંઘ તરફથી એવી આશા રાખીએ છીએ કે દેશની અંતર્ગત શક્તિ જનશક્તિને બળે જ થશે અને બીજું જમીનની માલિકી મટાડીને નવો સમાજ પાયો નંખાશે.

આ બે બાબતોનો નિશ્ચય સર્વોદય સમાજે કરવાનો છે, અથવા એવો સંકલ્પ કર્યો છે. એમાંથી જમીનની માલિકી મટાડવાની વાત એક કોરે મૂકીએ તો શાંતિ સ્થાપવાની વાતમાં સમર્થ થવાનાં નથી; અને તેવી જ રીતે આપણે જો શાંતિ સ્થાપવાની હિંમત અત્યારની સ્થિતિમાં ન રાખીએ તો, મરી ફીટવાની કલ્પના ન કરતા હોઈએ તો, જમીનની માલિકી નાબૂદ કરવામાં આપણે સફળ થવાના નથી. એટલા માટે આ બંને વસ્તુ અન્યોન્ય નિર્ભર છે, અને એક બીજા ઉપર અવલંબિત છે. આ બંને વસ્તુને જરા સ્પષ્ટ કરું છું.

આપણે જો જમીનની માલિકી ન મટાડીએ અને "સ્ટેટસ કો" પૂર્વવત્ સ્થિતિ કાયમ રાખીએ તો પછી ભલે કેટલાક લોકો મરી ફીટીએ તો પણ કાંઈ શાંતિ સ્થાપવામાં આપણે સફળ નથી થવાના. "સ્ટેટસ કો"થી કદી શાંતિ રહી નથી, અને આજે વિજ્ઞાનયુગમાં તો રહેવાની નથી.

અને જમીનની માલિકી પણ ત્યારે જ મટે, જ્યારે માલિકને ભરોસો થાય કે આ લોકો માલિકી મટાડવા માગે છે, પરંતુ અમને મટાડવા નથી માંગતા. તે અમારી રક્ષા ઇચ્છે છે અને અમારી રક્ષા સારુ પોતાની જાન પણ જોખમમાં નાખવા તૈયાર થાય છે. આ અહિંસાનો દાવો છે, અને એ સાચો છે. આપણે એમનું ભલું ઇચ્છીએ છીએ. આપણે જમીનની

માલિકી મટાડી તેમને ભયમાં નાખવા નથી માગતા, તેમને દુઃખી કરવા નથી માગતા. જે કાંઈ કરવા માગીએ છીએ તે એમની પરવાનગીથી અને સંતોષથી; અને તો જ એ અહિંસાથી થયું કહેવાય. નહિ તો જમીનની માલિકી બીજી કોઈ પણ રીતે મટાડવાની શકિત અહિંસા સિવાય નથી.

પરંતુ આપણે જો એમ કહીએ કે અમે અશાંતિનું કારણ મટાડવા જ નીકળ્યા છીએ, તો શાંતિસેનાની શી ગરજ છે? પરંતુ જ્યારે અશાંતિનાં કારણો મોજૂદ છે ત્યારે લોકો માટે ત્યાગ કરવા સારુ, મરવા સારુ તૈયાર થઈએ તો જ લોકો અહિંસક ક્રાંતિનો દાવો કબૂલ કરે, એમને ગળે ઊતરે.

જે હંમેશના માટે સેવા કરતો રહેશે અને વિશેષ સંગે પોતાનું માથું આપવા પણ તૈયાર રહેશે, એની સેવા વગર જમીનની માલિકી મટી શકે નહિ અને જમીનની માલિકી મટ્યા વગર શાંતિ સ્થાપના ન થઈ શકે. આ બે વાત બરાબર ધ્યાનમાં રાખી લેવાય તો પછી ભૂદાન-ગ્રામદાન અને શાંતિસેના એ બધામાં અરસપરસ શું સંબંધ છે તે વિષે શંકા જ ન રહે.

ઘણા સવાલો એટલા માટે પુછાય છે કે પુરાણો, જૂનો રચનાત્મક કાર્યક્રમ જે બહુ વહાલો હતો, અને જે છે, તેમાં ખલેલ ન પહોંચે તેવું શક્ય હોય અને તેમ છતાં યે શાંતિસેનામાં દાખલ થઈ શકીએ એવી જાતની વૃત્તિ ઘણાની છે. આ વૃત્તિ અસ્વાભાવિક નથી, પરંતુ એ અજ્ઞાનની વૃત્તિ છે. એટલા માટે આજની સ્થિતિમાં આખો રચનાત્મક કાર્યક્રમ ખતરામાં છે એ તેઓ જાણતા જ નથી.

મને ખાવાનું મળ્યું એટલે આખી દુનિયામાં સુખ-શાંતિ થઈ ગઈ તેવી રીતે મારાં ઘરમાં રેંટિયો આવ્યો અને આસપાસ અંબર ચરખાથી ૫૦-૫૦ ને કામ મળે એટલે આસપાસમાં બધે જ ખાદી વપરાતી થઈ એમ હું માની લઉં તો મારું કામ તો થઈ ગયું. પણ મારું કામ એટલે કે ખાદીવૃત્તિ જગાડવી તે ન થયું. આવું કામ તો, ધારો કે, અમેરિકા ધારે તો પણ કરી શકે. હાથની કળા તરીકે ત્યાંના લોકો ખાદીનો સ્વીકાર કરે; એવી જ રીતે જ્યાં અનુબ્જ બેકારી હોય ત્યાં એ ચાલશે. કળાની દૃષ્ટિએ પણ બીજા દેશોમાં એ ચાલી શકશે.

જેવી રીતે નઈ તાલીમનાં માધ્યમ તરીકે ખાદી પેદા થાય તો એ કળાની દૃષ્ટિએ પણ ખાદીવેચાણ લોકો ઇચ્છી શકે છે. આવી રીતે કલા, તાલીમ અને બેકારી મટાડવાની વાત મળીને પણ જો ક્રાન્તિકારક ખાદીવિચાર ન બનતો હોય તો એ ત્યારે જ બની શકે જ્યારે શાંતિસેનાની સ્થાપના કરી શકીએ.

દેશમાં સ્વરાજ્યની સ્થાપના કરી શકીએ એટલા માટે, શાંતિસેના માટે, સર્વોદયપાત્ર કરવું આવશ્યક છે. કોઈ કોઈનું માથું કાપે ત્યારે શાંતિ સ્થાપી શકે તે માટે લશ્કર મોકલવામાં આવે છે, જ્યારે અત્યારે આપણું માથું કપાવીને શાંતિ સ્થાપનાની વાત સર્વોદયમાં આવે છે. આપણું માથું કપાવીને જો શાંતિ સ્થપાય તો શાંતિસેનાનું કામ થશે પરંતુ બીજાનું માથું કાપી જો શાંતિ ન થાય તો પછી પોતાનું માથું કપાવીને શાંતિ ન સ્થાપી શકાય.

આજે તો માણસના શરીરની કે વાણીની મધુરતાનો સ્પર્શ નથી થતો, અને ઉપરથી બોજ નાખે છે, કે પછી કેવું હૃદય છે.

કેવી વાણી છે, કેવું માધુર્ય છે, કેવું ચાતુર્ય છે, તે કોણ જુએ છે? એટલા માટે જે તાકતો કામ કરતી હતી તેનાં મૂળને હું પ્રહાર કરું છું: એ મૂળ શામાં છે?

આજે લોકો લોકસંમતિનું નાટક કરે છે. આજે પાકિસ્તાનની શી હાલત છે? તો ઇસકંદરની શી મુઝાલ છે કે લશ્કરનાં બળો પોતાના હાથમાં લે? તો તો પહેલેથી જ લોકોનો ટેકો ન હોત? આજે તો સુલતાનનો દાવો નહીં, પરંતુ કલ્યાણ રાજ્યનો દાવો છે. લોકો જે ટેક્સીસ આપે છે તેના જ આધારે સેના ઊભી થાય છે; અને ધારો કે કર ન અપાતો હોય તો સમાજમાં લૂંટફાટ થાય અને કામમાં એવી અડચણ ઊભી થાય જે દૂર કરવા સેના જ સમર્થ થાય. આવી રીતે સશસ્ત્ર સેનાનું સામર્થ્ય પણ લોકસંમતિમાં છે. તો અહિંસક સેનાનું પણ સામર્થ્ય લોકસંમતિથી થઈ શકે.

એટલા માટે સર્વોદયપાત્ર એ લોકસંમતિનું સહેલામાં સહેલું પ્રતીક છે, એમ સમજીને વિચાર થયો છે. લોકસંમતિ પ્રાપ્ત કરીએ તો તેમાં બે કામો થવાનાં; એથી વધારે કામો પણ થઈ શકે પરંતુ એની વાત હમણાં નથી કરતો. જે ઓછામાં ઓછાં બે કામ થઈ શકે તેની જ વાત કરું છું એક તો એ કે એનાથી શાંતિસેનાને પીઠબળ મળે અને બીજું જેટલાં ઘરોમાં સર્વોદયપાત્ર મુકાય એટલાં ઘરો તરફથી નિશ્ચિત થઈ જવાય કે આટલાં ઘરોમાંથી તો અશાંતિ નહિ થાય. એટલે એટલી તો આપણે શાંતિની સેના જ ઊભી કરી દીધી. આખા દેશમાં ૫૦ ટકા ઘર જો સર્વોદયપાત્ર રાખે તો ૫૦ ટકા ઘરમાં તો શાંતિની સ્થાપના થઈ જ ગઈ. એટલું કામ પતી ગયું અને એનાથી એક નૈતિક આધાર પણ મળી ગયો. તમારા કાર્ય માટે નૈતિક આધાર અને શાંતિ સ્થાપનાની સવલત કરી આપી, એ બે સામર્થ્ય સર્વોદયપાત્રમાં છે.

હવે સર્વોદયપાત્રનો આ રીતે સ્વતંત્ર વિચાર કરીશું. શાંતિ-સૈનિકોને આજીવિકા માટે થોડા સમય સુધી વિચાર નહિ કરીએ તો સારું છે, નહિ તો નાહક ગૂંચ ઊભી થાય છે. ને સત્તાનો ગૂંચવાડા ભરેલા થાય છે અને જેને "પર્સનલ ફૅક્ટર" વ્યક્તિગત તત્ત્વ કહે છે તે પણ દાખલ થાય છે. પણ છેવટે તો સર્વોદયપાત્રથી જે અનાજ ભેગું થશે તેમાંથી જે પૈસા પરિવર્તિત થશે તેનો શું ઉપયોગ કરવો તેનો વિચાર કરવો જોઈએ. આટલી સેના ઊભી કરી તો એ સૈનિકના પરિવારનો પણ, અને તેના શિક્ષણનો પણ, વિચાર કરવો જોઈશે, અને એને કોઈ પણ જગ્યાએ જવાનો હુકમ આવે તો ત્યાં જવા માટે એને ભાડું આપવું પડશે. જ્ઞાનપ્રચારનાં સાધનો, પુસ્તકોનાં પ્રકાશનો, — આ બધાં માટે જે પૈસા જોઈશે તે ક્યાંથી લાવવાના? કાં તો આ સંપત્તિદાનમાંથી, કાં તો ફંડ ખાતામાંથી એકઠા કરીને—આ બે રીતે પ્રાપ્ત કરી શકાય.

સંપત્તિદાનથી પ્રાપ્ત કરશો તો અમને વાંધો નથી. પણ આ વસ્તુ હજુ ઊભી થઈ જ નથી. તો જે કાંઈ ઊભી થઈ છે તેને આધારે કામ થાય તો હું ના નથી કહેવાનો. પરંતુ સંપત્તિદાતા એ વિશેષ દાતા છે અને એનાથી આખા સમાજ તરફથી કામ નથી થતું. એમાં અમુક દાતાઓનું વજન રહે છે.

તો પછી પરદેશથી મદદ આવે છે તેના પર આપત્તિ આવે છે કે રાષ્ટ્રોનું સમત્વ કાયમ ન રહે, રાષ્ટ્ર વેચાઈ જાય. એવો ખતરો આમાં પણ રહેલો છે. એટલા માટે અત્યારે આરંભકાળમાં આભારપૂર્વક ભલે સંપત્તિદાનમાંથી મદદ લઈએ, પરન્તુ છેવટે તો એનો ઉપયોગ ગ્રામસુધાર માટે કે ઓજારો માટે, એ પ્રમાણે ભૂદાન-ગ્રામદાનના કામમાં જ કરી શકાય.

અને એમાં તો કરોડો રૂપિયાની સંપત્તિની જરૂરત પડશે.

પણ શાંતિસૈનિકના નિર્વાહ અને શિક્ષણ માટે આ બધાનો નિર્ભર જો લોકસંમતિ પર થાય તો શાંતિસૈનિક નિર્ભય થઈને કામ કરશે એટલે છેવટના ચિત્રમાં બધા – સૈનિકો, સર્વોદયપાત્ર પર જ નિર્ભર થશે અને એમને એમા જ ગૌરવ માલમ પડવુ જોઈએ. વધારે પડતું ગૌરવ નહિ, પણ જેટલુ છે તેટલુ ઘણું માલમ પડવુ જોઈએ અને આ મોટી વાત છે

કેટલાક લોક કહે છે કે જે લોકોને કોરો રોટલો યે ખાવા નથી મળતો અને એમાથી અમને આપે અને એમના સ્તર કરતા અમારું સ્તર ઊંચું છે, તો એમની પાસેથી કેવી રીતે લઈ શકીએ? આવો સવાલ સોલ્જર નહિ પૂછે, જે સોલ્જર ન હોય તે જ પૂછે જેમણે રાષ્ટ્ર તરફથી પ્રતિનિધિત્વ સ્વીકાર્યું તે આવા સવાલો ન પૂછે જેણે રાષ્ટ્રપ્રતિનિધિત્વ ન સ્વીકાર્યું હોય અને જો સેવા કરવા માગે તો એવો સેવક યતિ, મુનિ, પરોપકારી સાધુઓ હોય તે બની શકે વધતા જે મળે તે ખાવાનો નિર્ણય સેવક કરી શકે, પરંતુ સૈનિક ન કરી શકે

ધારો કે એક માણસ પાણીમા ડૂબે છે તો એની સહાનુભૂતિમાં તમે પણ ડુબો તો તમને આનંદ થાય કે? એને જો ઉગારવો હોય તો તમે જો ખાઈ પીને મજબૂત થયા હો તો એને ઉગારી શકો બાકી જો કોઈને ખાવાનુ ન મળતુ હોય તો આપણે પણ ન ખાઈએ; કોઈ બિમાર પડતુ હોય તો આપણે પણ તેની સાથે બિમાર પડીએ; લોકો પોતાનુ ઘર છોડે નહિ એટલે આપણે પણ ઘર નહિ છોડીએ—આવી સહાનુભૂતિ જો આપણે રાખીએ તો તો સમાજમાં કશું કામ નહિ થઈ શકે

એટલા માટે સમત્વ બુદ્ધિથી કામ લેવું જોઈએ. એકાંગી

કરુણા ન ચાલે. આ જે સરખામણી થાય છે તે યોગ્ય સરખામણી નથી. આપણે જેમ મિત્રોનું અનાજ ખાતા હોઈએ તો નષ્ટ થઈએ છીએ પણ સમાજની મદદ લઈએ તો લજ્જાપૂર્વક ચલીએ છીએ. તો નિર્લજ થઈને ખાવા કરતાં લજ્જાયુક્ત થઈને શરીરને પોષણ આપવું સારું. તો શરીર પણ ખાતી વખતે સંયમમાં રહે. અને મિત્રો તો મને ત્યાગી માને એટલે પછી હું નિર્લજ થઈને મારું પોષણ ત્યાંથી મળે તે લઉં અને આવી રીતે મનને મંદ બનાવું; તો તેવું મંદ ન બનાવીએ.

અહિંસા, સત્ય અસ્તેયની સાથે એક શરત પરિશ્રમના પણ ઉમેરવી જોઈએ જેથી રોજના બે ત્રણ કલાક શરીર પરિશ્રમ થાય; એ પણ એક શિસ્ત દાખલ થાય. પરંતુ તેના આધારે તે સ્વાવલંબી થાય એ સંભવિત નથી લાગતું. કોઈ ધારો કે ત્રણ કલાકની નઈ તાલીમની શાળા ચલાવે અને બાકીનો બધો સમય પાંચ હજાર પરિવારને આપે તો એ સંભવિત નથી; તો શાંતિસૈનિક તો બધી રીતે એ પાંચ હજાર લોકોમાં જ તન્મય હોવો જોઈએ.

તો પછી સવાલ ઊભો થાય છે કે પછી સૈનિક અને સેવકમાં ફરક શું? સૈનિક હશે તેનો દાવો હશે કે હું રાષ્ટ્રનો પ્રતિનિધિ છું અને રાષ્ટ્રના પ્રતિનિધિ તરીકે હું રાષ્ટ્રની સેવા કરું છું; ત્યારે સાધારણ સેવક રાષ્ટ્રના પ્રતિનિધિપણાનો દાવો નહિ કરે. સેવક વધુ નમ્ર થશે.

વ્યક્તિગત સત્યાગ્રહમાં જ્યારે બાપુએ મને મોકલ્યો ત્યારે, આમ તો હું ઘણાં સત્યાગ્રહોમાં સેવક તરીકે ગયો હતો, પરંતુ આ વખતે તો રાષ્ટ્રનો પ્રતિનિધિ જાતને ગણેલો ને પહેલાં તો હજારો સેવકોની સાથે હું પણ એમાંનો એક થઈને જતો હતો.

જે સેવક હશે તે એનાથી બનશે તે સેવા કરી છૂટશે, જ્યારે સૈનિક હશે તે સેવા કરે એટલે વધુ બંધાશે. જ્યારે પ્રતિનિધિ રૂપે જઈએ ત્યારે જવાબદારી વધે છે. શાંતિસૈનિકોને સેવકો કરતાં વધુ જવાબદારી આવશે. એટલા માટે સેવકોને ચેટલા ન મળતા હોય તો પ્રાણી પર ચલાવવું પડે તો તે ચલાવવું તે તેનું કર્તવ્ય છે. શાંતિના સૈનિક માટે તો લોકો ઇચ્છા કરે કે આ માણસ ઠીક ખાય. જે સેવક હોય તે આર્ત વધારે હોય, જ્યારે શાંતિ સૈનિક એ આર્તભક્ત નથી, અર્થાર્થી ભક્ત છે. અમૂક કામ થવું જ જોઈએ તે રીતે તે સૈનિક ભક્તિ કરે. ભક્તિમાં પણ વ્યવસ્થા હોય. તો આમ એ બન્ને ભક્તો છે પરંતુ એક આર્તભક્ત છે અને બીજો અર્થાથી. આ ઠીક શબ્દો જડયા છે, તો શાંતિસેનામાં હું મરી જઉં એટલું પૂરતું નથી. જ્યારે વખત આવશે ત્યારે માથું આપવાનું જ છે.

શાંતિસૈનિકના પુરુષાર્થ વગેરે માટે ધીરેધીરે વિચાર કરીશું. અત્યારે તો આ બે જ મુખ્ય વાત છે. નાના છોકરાંના હાથે મુઠી અનાજ નાંખવાનું કહીને મેં મારું ફંડ અધરું કરી દીધું, તે કેવલ એ જ હેતુથી કે એમાં શિક્ષણની દ્દષ્ટિ આવે છે; અહિંસાની સંમતિ માટે કરીએ છીએ એવી ભાવના આવે છે. છોકરાને આ નાનપણથી શીખવાડે છે. આરંભમાં શાંતિ સૈનિક કામ ઓછામાં ઓછા કરશે. લોકોનાં શારીરિક દુઃખોમાં મદદ પહોંચાડશે અને, જો બની શકે તો, માનસિક દુઃખ નિવારણમાં પણ મદદ કરશે. શાંતિસૈનિક આર્થિક મુશ્કલીમાં પડે તે તો અસંભવિત છે. તે તો આપણો આ ગ્રામદાનનો

કાર્યક્રમ પૂરો થશે ત્યારે આ સંકટનિવારણ થઈ શકશે. પરંતુ શારીરિક મદદ જેટલી અપાશે તેટલી આપશે; અને માનસિક મદદ પણ સાંત્વન આપીને કે ધાર્મિક પુસ્તકો વાંચી-સંભળાવી કરી શકે.

**પ્રશ્ન:** આપે કહ્યું હતું કે જેમણે ગાંધી-વિચારનું નમક ખાધું હોય તેઓ શાંતિસૈનિક બન્યા વગર ન રહે, તો જે રચનાત્મક કામમાં પડ્યાં છે તેઓ શાંતિસેનામાં માને છે, તો શું તેઓ એ કામ છોડી દે?

**બાબા:**– હવે જો કોઈ નઈ તાલીમનું કામ કરતું હોય તો આ સવાલ ઊભો થતો નથી. નાયકમજી મારી સાથે તામિલનાડમાં થોડો વખત ફર્યા. તો નઈ તાલીમ-એટલે શાળા નહિ, એ તે બરાબર સમજ્યા અને તેમનો પ્રસ્તાવ પણ પાસ કર્યો. ફરનારો માણસ નઇ તાલીમનો ઉત્તમ શિક્ષક થઈ શકે છે. હું ફરું છું; સાથે સાથે મારી શાળા પણ ચાલે છે. મેં મારી શાળા બંધ કરી જ નથી. મારી શાળા ચાલુ જ છે. તેનું કંઈ બંધ કરવાપણું નથી.

હવે ખાદીનું કામ જ્યાં જ્યાં તમે જોશો ત્યાં ત્યાં તમે કાંતશો તો લોકોને પ્રેરણા આપશો કે નહિ!'

બાકીનું જે રચનાત્મક કામ છે તે રાષ્ટ્ર માટે ઉપયોગી કામ છે. પરંતુ રાષ્ટ્ર માટે ઉપયોગી કામ તો ત્રણ કરોડ ખેડુતો નિઃસંશય કરે જ છે. તો એ દાવો બસ નથી. ગ્રામસ્વરાજ્યની દૃષ્ટિએ જે કરવું જોઈએ તે કરીએ છીએ, એવો જે દાવો હોય તો હું શા માટે વચમાં આવું અને કામ બંધ કરાવું! ધીરુભાઈ દેસાઈની ઇચ્છા હતી કે એમના કામમાંથી મુક્ત થઈને આમાં એ આવે. પરંતુ મેં એમને કહ્યું કે તમે ત્યાં જ રહેજો તમે એ કામ છોડશો નહિ. તમારું કામ

કુંચીવાળું કામ છે. એવા કેટલાક લોકો જે એ કામમાં પેડયા હોય અને જ્યાંથી તેઓ બીજાને પ્રેરણા આપી શકે એમ હોય, તો એ ત્યાંથી હટે એમ શા માટે ઇચ્છીએ? તો એમનું શાંતિસૈનિકમાં નામ ન હોય, તો તેમની ઓછપ પણ નથી; નામ રહે તેવો આગ્રહ પણ નથી.

હવે જે પેલું નમકવાળું વાક્ય હતું. તેમાં 'શાંતિસૈનિકોની કસોટી થવાની છે. જે શાંતિ સ્થાપવાની જવાબદારી નૈ ઉપાડે તેણે ગાંધી વિચારનું નમક નથી ખાધું, અથવા તો ગાંધી વિચાર-નમક-હરામ તેનો એવો અર્થ છે. એટલે કે શાંતિસેનામાં ન દાખલ થઈએ પણ શાંતિ સ્થાપવાની જવાબદારી ઉઠાવી શકીએ છીએ.

**પ્રશ્ન :–** આજે રચનાત્મક કામ ખેતી એવું જ થઈ જાય છે એટલે રચનાત્મક કામને નામે જેટલું થાય છે તે બધું શુદ્ધ નથી હોતું, પરંતુ રચનાત્મક કામનો દેખાવ હોય અને એની સાથે આ નવી કલ્પના જોડી દેવામાં આવે તો એ મળી શકે એ તદ્દન બનવા જોગ છે?

**બાબા :–** બરાબર છે.

**પ્રશ્ન :–** શાંતિ સૈનિક ક્ષેત્રની જવાબદારી લે છે તો એને એ ક્ષેત્રના સંપર્કમાં વધુ રહેવું પડશે ને?

**બાબા :–** કેટલું સંપર્કમાં જ રહેવું. પણ એ તો શાંતિ–સૈનિકની નૈતિક યોગ્યતા પર આધાર રાખે છે. કોઈ માણસ માટે લોકોમાં વિશેષ આદર હોય, તો એને લોકોને ત્યાં રોજ ન પણ જવું પડે. ઓછા સમયમાં એ વધુ કામ કરી શકે.

**પ્રશ્ન** :– લોકો એના ઘરે જાય એવું પણ બને.

**બાબા** :– બરાબર છે.

**પ્રશ્ન** :– તો પછી રચનાત્મક કાર્યકર્તાનાં કામોમાં શું ફેરફાર કરવો જોઈએ ?

**બાબા** :– એણે ફેરફાર કરવો ન જોઈએ, કરાવવો જોઈએ. એણે રચનાત્મક કાર્યો કરવાં ન જોઈએ, કરાવવાં જોઈએ.

સશસ્ત્રસેનાના સૈનિક માટે એક મોટો લાભ છે કે એ ક્ષેત્રથી જેટલો વધુ અપરિચિત તેટલું વધારે સારું. બિહારવાળા પોલીસને આસામમાં મોકલે તો એ વધુ સારું કામ કરી શકે. અહિંસાને પરિચિત ક્ષેત્રોમાં વધુ ફાવે, જ્યારે હિંસાને અપરિચિત ક્ષેત્રોમાં વધુ ફાવે. જે તે સ્થાન પુરતો શાંતિસૈનિક હોય, એટલે કે એ પોતાનું સ્થાન છોડીને બીજે ક્યાંય જવા તૈયાર ન હોય. પરંતુ પોતાના ક્ષેત્રમાં તો પુરેપુરો સમય આ કામમાં જ આપતો હોવો જોઈએ. હવે જો ઓછો સમય આપવાવાળા હોય, અને એમને જો સ્વીકારવા હોય, તો એમને બીજું નામ આપવું પડે. સ્વયંસેવક પણ કહી શકાય.

હમણાં મેં "એમ્પ્લોયમેન્ટ બ્યુરો"ની જે વાત કરી છે એમાં ગેરસમજ થવાની બહુ શક્યતા છે : એટલે કે નોકરી આપવાનું ખાતું. મને નિર્પક્ષના શબ્દો વાપરવાની ટેવ છે, એટલે કેટલાક લોકો વધુ સમજે છે અને કેટલાક લોકો વધુ ગૂંચ ઊભી કરે છે. શાંતિસૈનિક જો એનો ઉદ્યો હોય કે એ લાખોમાં એક જ થઈ શકે, તો તો પછી સમાજમાં હિંસાવાળા જ ફાવી શકે. માટે હું તો સાદી વ્યાખ્યા કરું છું. "એમ્પ્લોયમેન્ટ બ્યુરો"માં જે આપણી પાંચ છ શરતો છે તે આપણી કાયમ રહેશે. અપરિગ્રહનો ઉગ્ર અર્થ કરવાનો નથી. શુકદેવ અને જનકનો માર્ગ એક જ છે. આપણે હવે એને જુદા

માનીએ તો અલગ વાત. એ પ્રજાથે પરિગ્રહ કરે, લોકસંગ્રહાથે પરિગ્રહ કરે, તો તે અપરિગ્રહી છે તો અપરિગ્રહનો સ્થુલ અર્થ નથી કરવાનો પરંતુ તેમ કરીને તેનો બાહ્યાકાર સાવ મટી જશે એવું નથી.

**પ્રશ્ન** – ઘરમાં સ્ત્રી ને પુરુષ બન્ને હોય તો સ્ત્રી ઘર અને બાળક સંભાળે અને પુરુષ બહારનું સંભાળે તો જેમ શાંતિસૈનિકનાં નાહવું, ધોવું-કાંતવું, વગેરે વ્યક્તિગત કામો ગણાય છે તે પ્રમાણે બાળકોને સંભાળવાં એ પણ સ્ત્રીઓનાં વ્યક્તિગત કામો ગણાવાં જોઈએ અને એમની શાંતિસૈનિકમાં ગણત્રી કરવી જોઈએ.

**બાબા** :– હા, આપણે કોઈને પણ ગુમાવવાં નથી. બધાંનો ઉપયોગ આપણે કરવો છે. એમને જો સ્વીકારવાં હોય તો એમને અલગ નામ આપી શકાય.

છોટાઉદેપુર,
તા. ૧૭-૧૦-'૫૮.

# ગ્રામદાન પછી શું ?

તા. ૧૫મી ઓકટોબરના રોજ બપોરે પૂ. વિનોબાજીનો દક્ષિણ ગુજરાતનાં ૪૦ ગ્રામદાની ગામોના ૫૦ જેટલા ખેડુત પ્રતિનિધિઓ સાથે "ગ્રામદાન પછી શું ?" એ અંગે નીચેનો અગત્યનો વાર્તાલાપ થયો હતો. આ વાર્તાલાપ "આનંદ નિકેતન" આશ્રમમાં યોજાયો હતો. પ્રારંભમાં આ પુસ્તકનાં સંપાદકે હાજર રહેલા ગ્રામજનોનો પરિચય આપ્યો હતો. અત્યંત એખલાસ ભર્યા વાતાવરણમાં મુક્ત મને થયેલાં આ વાર્તાલાપે બતાવ્યું છે કે ગ્રામદાની ગામોમાં કેવી જાતની લોક-જાગૃતિ આવે છે. કેવી રીતે ગામડાનાં નવનિર્માણનું કામ, અંદરની શક્તિ કેળવીને કરવું જોઈએ તે અંગે શ્રી વિનોબાજીએ માર્ગદર્શન આપ્યું હતું.

પૂ. વિનોબાજીએ આ ખેડુતભાઈઓને પૂછ્યું હતું કે ગ્રામદાન થયા પછી તમારા ગામમાં શું શું ફેરફાર થયા છે?

ગુજરાતના સર્વ પ્રથમ ગ્રામદાની ગામ ગજ્જલાવાંટના ખેડુતોએ આ પ્રશ્નના જવાબમાં ઉમંગપૂર્વક જણાવ્યું હતું કે:-

**અમારા ગામમાં 'ગ્રામદાન' થયા પછી ગ્રામસભાની રચના થઈ છે, પાંચ માણસોની ગ્રામ સમિતિની સર્વસંમતિથી વરણી કરવામાં આવી છે અને આ સમિતિ જે નિર્ણય કરે તે સમગ્ર ગામની ગ્રામસભા સમક્ષ રજુ કરવામાં આવે છે.**

બાબાએ એ ખેડુતોને બીજો સવાલ પૂછ્યો હતો કે, કેટલાક લોકો કહે છે કે, જેઓ ગ્રામદાનમાં સામેલ થયા નથી તેઓ એનો વિરોધ કરે છે. આ વિરોધ એટલે શું? એવા માણસોને શાનો ભય હોય છે? ગ્રામદાનમાં જોડાવાથી તમને કાંઈ ભય લાગે છે?

એનો પ્રત્યુત્તર આપતાં એ ખેડુતોએ કહ્યું હતું કે :

"અમે એવી વાતોથી ગભરાતા નથી. અમારા ગામની જમીન કોણ ઉપાડી જવાનું છે? એ જમીન પહેલાં પણ અમે ખેડતા હતા અને આજે પણ અમે જ ખેડીએ છીએ."

તેઓએ વધુમાં ઉમેર્યું હતું કે અમારા ગામમાં ત્રણ નાયક કુટુંબો ઘર વિનાનાં નિરાધાર હતાં. અમે ગામલોકોએ આ ત્રણે કુટુંબોને રહેવા માટે નવાં ઘર બનાવી આપ્યાં છે અને તેમને 'નિર્માણ-મંડળ' તરફથી બળદ, હળ, લાકડાં અને બી-બિયારણની મદદ પણ આપવામાં આવી છે.

બાબાએ એ સમયે પૂ. રવિશંકર મહારાજ તરફ જોઈને કહ્યું કે "આ લોકોએ કંઈક પરિવર્તન કર્યું જ છે."

બાબાએ ગામ લોકોને પૂછ્યુ કે "તમારા ગામમાં કોઈ ઝઘડો થયો નથી ને? અને એવો કોઈ ઝઘડો થાય તો તમે શું કરો છો?"

ગામ લોકોએ જવાબ આપ્યો કે અમારા ગામમાં ગ્રામદાન થયા પછી કાંઈ ઝઘડો થયો નથી અને સંજોગવશાત્ કોઈ ઝઘડો થશે તો અમે એ માટે કોર્ટમાં નહિ જઈએ પણ તે અંદર અંદર જ પતાવીશું.

બાબાએ આ વાત સાંભળી આનંદથી જણાવ્યું હતું કે "દરેક ગામમાં આવું જ થવું જોઈએ. મુખ્ય વાત એ છે કે,

ગામમાં ઝઘડા થાય નહિ અને પ્રેમ વધે. ગામમાંથી એક પણ કેસ કોર્ટમાં જાય નહિ તેમ થવું જોઈએ, અને કોઈ ભૂલ ઝઘડો કરી નાખે તો તે અંદર અંદર જ પતાવી દેવો જોઈએ."

તેમણે એ ખેડુતોને બીજો એવો પ્રશ્ન પૂછ્યો હતો કે "તમારા ગામમાં ગ્રામદાન થયા પછી શું કામ થયાં?"

ખેડુતોએ જવાબ આપ્યો કે અમારા ગામોમાં ૧૧ કૂવા તૈયાર થયા છે અને બીજા ત્રણ કૂવા ખોદાયેલા છે તે પૂરા કરવાના બાકી છે. આ રીતે કૂવા ખોદવામાં અમે મહેનત કરી છે. અને ગ્રામનવનિર્માણ મંડળે સિમેન્ટ, લોખંડ વગેરે વસ્તુઓ આપી છે.

એંશી એકર જમીનમાં જમીનનું ધોવાણ અટકાવવા માટે પાળા બંધાયા છે અને વીસ એકર જમીનમાં ડાંગરની ક્યારી બનાવવામાં આવી છે.

બાબાએ એક વધુ સવાલ એવો પૂછયો હતો કે, તમે જે ગ્રામદાન-સંકલ્પ કર્યો તેની પાછળ ધાકધમકી કે બળજબરીનો ઉપયોગ થયો હતો?

આ પ્રશ્નના જવાબમાં ખેડુતોએ જણાવ્યું હતું કે:-

"જેઓ ગ્રામદાનમાં જોડાયા નથી તેઓ પોતાની જમીન જાય એટલે એવો પ્રચાર કરે છે અને અમને સમજાવે છે કે તમે ગ્રામદાનમાં જોડાશો નહિ."

બાબાએ પૂછ્યું: તમે ગ્રામદાનમાં જોડાયા તે સામે જમીનદારોને શું વાંધો હોઈ શકે?"

ખેડુતોએ તરતજ જવાબ આપ્યો કે અમે ગ્રામદાનમાં જોડાઈ જઈએ તો બાકીના બધા એમાં જોડાઈ જાય તેથી જમીનદારોને એવો ભય છે કે તેમને ખેતીમાં કોણ મદદ કરે? અમારા ગામમાં ગ્રામદાનમાં સામેલ થએલા એક જમીનદારની ૬૮ એકર જમીન અમે બધા ખેડી આપીએ છીએ અને એ જમીનદારે પણ આ વર્ષે એ ખેતરોમાં રૂા. દોઢ હજારનું ખાતર વાપર્યું છે.

એ જ અરસામાં સારંગપુર ગામના ખેડુતોએ બાબાને એવી માહિતી આપી હતી કે એમના ગામની નદી કાંઠે ૬૦ એકર જમીનનો એક જથ્થો છે તે સારાયે ગામનાં ૬૦ કુટુંબો વચ્ચે સરખે હિસ્સે વહેંચી લેવામાં આવ્યો છે અને એ રીતે દરેકને ભાગે આવતી જમીનમાં સૌએ સાથે મળીને શાકભાજીનું વાવેતર કરેલ છે.

બાબાએ આ વાત સાંભળી સંતોષ વ્યક્ત કર્યો હતો

આ વાર્તાલાપ દરમિયાન મહેસાણા જિલ્લાના એક ગ્રામદાની ગામના મુખીએ જણાવ્યુ હતુ કે 'અમારા ગામમાં અભણ પ્રજા વસે છે, તેથી અમને એકાદ કાર્યકર્તા આપો.'

બાબાએ હસતાં હસતાં કહ્યું કે "ત્યાં કોઈ ભણેલા નથી તેથી કજીઆ-કંકાશ થતા જ નહિ હોય."

પેલા મુખીએ આમ છતાં આગ્રહ રાખ્યો કે અમારા ગામમાં કોઈ સારો કાર્યકર મળવો જોઈએ.

બાબાએ જવાબ વાળ્યો કે, "જેઓએ ગ્રામદાન આપ્યું છે તેઓ બધા સારા કહેવાય છે. બહારનો માણસ તમને શી રીતે ઉપયોગી થશે? બહુ બહુ તો એ છોકરાં ભણાવશે."

તેમણે મુખીને વધુમાં પૂછયું કે તમારૂં ગામ ૧૨ માસથી ગ્રામદાન તરીકે જાહેર થયું છે. એ સમય દરમિયાન તમે શું કામ કર્યું છે?

મુખીએ કહ્યું : અમે એક આશ્રમ બાંધ્યો છે.

બાબાએ કહ્યું: "બહારથી કોઈ નવા કાર્યકર આવે તે માટે આ આશ્રમ બાંધ્યો છે?" સૌ આ સાંભળી હસી-પડયા હતા.

આ પ્રસંગે વડોદરા જિલ્લાના ગ્રામદાનોની વનવાસી જનતાના પ્રતિનિધિઓએ બાબાને એવી માહિતી આપી હતી કે એ ગામોમાંથી દરેક સો માણસે એક માણસ 'ગ્રામદાન'નો સંદેશો સમજાવી વધુ ગ્રામદાનો મેળવવા પ્રયાસ કરે છે અને એની ખેતી ગામલોકો જ સંભાળે છે.

બાબાએ આ સાભળીને જણાવ્યું હતું કે- "આ તો બહુ સારૂં કામ કર્યું. આ રીતે તો તમે મને શાંતિ સૈનિકો આપ્યા કહેવાય.

એ પછી આ વિસ્તારના ખેડુતોએ વધુમાં એમ કહ્યું હતું કે અમારાં ૪૦ ગામોમાં ૧૭૦૦ સર્વોદય પાત્રો આઠ દિવસમાં જ શરૂ થયાં હતાં.

બાબાએ કહ્યું કે 'આપણાં તમામ ગામો આ સંદેશો ઝીલી લે તો બહુ સારૂં કહેવાય.'

આ ખેડૂતોએ વધુમાં એમ પણ જણાવ્યું હતું કે તેમના ગામોમાં સહકારી મંડળી સ્થપાઈ છે, ભજન મંડળીઓની રચના થઈ છે અને

જેઓ દારૂ તાડી છોડી દે તેમને 'ભગત'. કહેવામાં આવે છે.

બાબાએ આ સમયે ઉમેર્યું હતું કે "તમે આ વાત બહુ સારી કહી કે જે દારૂ-તાડી છોડે તે ભગત કહેવાય. પરંતુ આપણે ગામમાં ભક્તોની કોઈ અલગ જ્ઞાતિ બનાવવી નથી. ગામમાં કોઈ અભક્ત ના રહેવું જોઇએ અને પરમેશ્વરની ભક્તિ આપણે સૌએ મળીને કરવી જોઈએ."

ખેડુતોએ કહ્યું કે પહેલાં અમલદારો અને લોકો અમને તુંકારો કરીને બોલાવતા હતા પરંતુ હવે તેઓ પણ અમને ભગત કહીને બોલાવે છે.

અમરપુરાના ગ્રામદાની ગામની બહેનોને પૂછાયેલા એક પ્રશ્નનો જવાબ આપતાં તેમણે જણાવ્યું હતું કે 'અમારા ગામમાં ગ્રામદાન પછી સૌથી પહેલું કામ ગામ લોકો દારૂ છોડી દેશે એવું અમે શ્રી હરિવલ્લભભાઈ પરીખને કીધુ હતું'.

**બાબાએ કહ્યું કે: "ઠીક થયું. પત્નીઓએ પતિઓને ધર્મ શીખવ્યો. દારૂ પીને પતિઓએ બહેનોને ખૂબ તકલીફ પહોંચાડી છે.**

આ વાર્તાલાપ દરમિયાન કેટલાક ખેડુતોએ બાબાને કહ્યું હતું કે માતોરાના ગ્રામદાની ગામે થોડા સમય પહેલાં એક ખેડુત ભાઈએ બીજા ખેડુત પર હુમલો કરી તેના પગને નુકસાન પહોંચાડયું હતું. એ બનાવ પછી શ્રી હરિવલ્લભ પરીખે એ અંગે સુખદ સમાધાન સૂચવી મારનાર ખેડુત માર ખાનારના ખેતી કરી આપે અને માર ખાનાર મારનારને ત્યાં જમે એ રીતે ઉકેલ આણ્યો હતો જેને પરિણામે પરસ્પર પ્રેમ વધે એવું વાતાવરણ સર્જાયું હતું.

વધુમાં એ અંગે ખેડુતોએ કહ્યું હતું કે આ બનાવની જાણ થતાં પોલીસ ખાતાના કેટલાક અધિકારીઓ અમારી પાસે આવ્યા હતા અને તેમણે અમને ફરિયાદ આપવા ખુબ ખુબ સમજાવ્યું હતું પરંતુ અમે જવાબ આપ્યો હતો કે 'અમારું ગામ ગ્રામદાન જોડાયુ છે અમે ગ્રામસ્વરાજમાં માનીએ છીએ તેથી અમે ફરિયાદ નહિ આપીએ'

એ સાંભળી કોઈ પોલીસ કર્મચારીએ એવો ટાણો માર્યો હતો કે 'જો તમે એમ નહીં કરો તો અમે તમારા ગામમાં ધાડ કે લૂંટ થશે તો મદદ નહીં કરીએ!'

ગામ લોકોએ કહ્યું કે: "આમ પણ તમે નવવાડીમાં ચોરી થયા પછી જ તપાસ કરવા જાઓ છો ને!"

બાબાએ આ જાગૃતિ જાણી આનંદ વ્યકત કર્યો હતો અને ગ્રામદાની ગામોને ગામમાં પ્રેમ અને શક્તિ વધે એ રીતે કામ કરવા અનુરોધ કર્યો હતો.

રંગપુર, તા. ૧૫-૧૦-'૫૮.

—*—

# વૈષ્ણવવૃત્તિ + વેપારીવૃત્તિ = ગ્રામદાન

**ખાનદેશમાં એક આખો મહાલ ગ્રામદાનમાં આવી ગયો અને મહારાષ્ટ્રના બધા કાર્યકરો ત્યાં કામે લાગી ગયા. આવું ગુજરાતમાં તો વધારે સહેલાઈથી થવું જોઈએ; આદિવાસી ક્ષેત્રમાં કેવળ નહીં, પણ બીનઆદિવાસી અને આદિવાસી બંને વિસ્તારમાં બહુ સહેલાઈથી થવું જોઈએ.**

ગુજરાતમાં જમીન માટે આસક્તિ ઘણી છે; જમીન વેપારનું સાધન છે પણ ગુજરાતને બીજા કરતાં હું વધારે ઓળખું છુ. ગુજરાતના કાર્યકરોનો કેટલાકને સ્થૂળ પરિચય હોય છે; હું તેમના સૂક્ષ્મ પરિચયમાં છુ લોકોના હૃદયના ગર્ભમાં શું ચાલે છે તેની મને ખબર પડે છે. તેમની બહારની વાતમાં મારું ધ્યાન નથી. ગુજરાતના લોકોનાં લોહી, હાડ, માંસ અને વૃત્તિમાં શું છે તે હું જાણું છું.

ગુજરાતીઓમાં વેપારી અક્કલ રહેલી છે. વેપારી એટલે સહકારથી કામ કરનારા. ઉપનિષદ્‌માં ૪૯ મરુતગણો, ૨૨ આદિત્યો, ૮ વસુઓ અને ૧૧ રુદ્રોને વૈશ્યો કહ્યા છે, કારણ કે તેઓ હળીમળીને સહકારથી કામ કરે છે ગુજરાતમાં પણ હળીમળીને કામ કરવાની અક્કલ છે. એટલે, ગામને એકત્ર કરવાથી ભૂમિહીનોને સંતોષ પ્રાપ્ત થાય છે, ગામનું ઉત્પાદન વધે છે અને એમાં કોઈનું કશું નુકસાન નથી એ સમજવાની અક્કલ ગુજરાતમાં છે.

ઉપરાંત ગુજરાતમાં કરુણા, પ્રેમ, અને ભક્તિની વૃત્તિ, જે વૈષ્ણવ-વૃત્તિ છે, તે પણ છે. આમ, ગુજરાતમાં વેપારી અક્કલ અને વૈષ્ણવ-તત્ત્વ રહેલાં છે. અને વૈષ્ણુ+વેપારી=ગ્રામ-દાન એ તો ૨+૩=૫ના જેવું સીધું ગણિત છે. આમાં કાંઈજ આંટીઘુંટી નથી. ગુજરાતમાં વેપારી બુદ્ધિ છે માટે આ વાત સમજશે. જેમનામાં વેપારી બુદ્ધિ ઓછી તેમને આ વાત મોડેથી સમજાશે.

વૈષ્ણવ એટલે પ્રેમ, ત્યાગ, કરુણા, ભક્તિ વત્તા એકત્ર કામ અત્યારે કેટલેક ઠેકાણે વેપારીને વેપારી સાથે બનતું નથી; પણ તે તો પરિસ્થિતિને કારણે છે. આજે આખી દુનિયા પરિસ્થિતિને કારણે તંગ આવી ગઈ છે. પરિસ્થિતિમાં પલટાની બધા માંગણી કરે છે. પરિસ્થિતિમાં શીઘ્ર પલટાની માગણી સર્વત્ર છે, એકલાં ગુજરાતમાં જ એવું નથી.

મને ગુજરાતી છાપાં વાંચવાં સહેલાં પડે છે કારણ કે એ લોકો સમાચારો મોટા મોટા અક્ષરોમાં છાપે છે. એટલે ગુજરાતી લોકો મોટા અક્ષરો વાંચનારા છે. અને આજના યુગના ફલક પર મોટા અક્ષરોમાં લખાયેલું છે કે, "જલ્દીમાં જલ્દી પરિસ્થિતિમાં પલટો કરો; નહી તો નાબૂદ થાવ." આ વાત ન સમજનારા ગુજરાત બહાર હોઈ શકે, પણ ગુજરાતમાં તો નથી જ.

અહિંસક ક્રાન્તિની ચર્ચા કરતાં મેં એક ભાઈને કહેલું જે એવી શકયતા એક તો હિંદુસ્તાનમાં છે અને બીજી

ઇંગ્લૅન્ડમાં છે. આનું કારણ આપતાં મેં કહેલું કે, હિંદુસ્તાનમાં અહિંસાની પરંપરા છે અને ઇંગ્લૅન્ડના લોકોમાં વેપારી બુદ્ધિ છે. આના જ કારણે એ લોકો હિંદુસ્તાનને એક ચોક્કસ તારીખ ઠરાવી તે તારીખે દેશનો કારભાર સોંપીને ચાલી નીકળી શક્યા; અને વળતું હિંદુસ્તાને પણ એમના માણસ માઉન્ટબૅટનને છ મહિના સુધી રાખવા દેવા વિનંતિ કરી. આ પ્રસંગ બંને દેશોના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાશે. હું કહેવા એ માંગું છું કે માંગતો હતો કે — આવી વેપારી બુદ્ધિ ગુજરાતમાં છે. ઉપરાંત ગુજરાતમાં આધ્યાત્મિક વીરતા છે. અહીં બૌદ્ધ, જૈન, શંકરાચાર્ય વગેરે જે જે આવ્યા તેમનો આધ્યાત્મિક સંદેશો ગુજરાતે ઝીલ્યો છે. એટલે કાર્યકરો જઈને જો પ્રજાને સમજાવશે કે ગ્રામદાન બધી રીતે ક્ષેમ, અભય, કુશળતા અને નિર્વિઘ્નતા છે તો ગુજરાતમાં રહેલી બંને વૃત્તિઓ પ્રગટ થશે.

આજે એક ભાઈ આવ્યા હતા એ કહે કે તમારું કામ સારું છે. એ પ્રમાણે થઈ શકે તો સેનામાં સુગંધ ભળે. પણ થશે એ શ્રદ્ધા બેસતી નથી. મેં એમને કહ્યું કે તમારી શ્રદ્ધા ટૂંકમાં જ બંધાવાની છે. હું આ જ્યોતિષના આધારે કહું છું. પચાસ વર્ષ પહેલાં—અરે, દસ વર્ષ પહેલાં પણ ક્યારેય નહોતા તેટલા બધા ગ્રહો આજે અનુકૂળ છે.

બધા ગ્રહો એકદમ પલટાઈ ગયા છે. થોડા દિવસ પહેલાં મેં આકાશમાં એક મોટો ગ્રહ જોયો. તે લાલ હતો. કોઈએ કહ્યું કે શુક્ર છે. પણ શુક્ર લાલ નથી હોતો, મંગળ લાલ હોય છે. પણ તે આટલો

મોટો ક્યાંથી? ને પૃથ્વીની નજીક આવી રહ્યો હતો એટલે મોટો દેખાતો હતો. તે કોઈ વાર નજીક ને કોઈ વાર દૂર જાય છે, તેમ આખી દુનિયાના માનસિક ગ્રહો બહુ નજીક આવી રહ્યા છે.

આપણે ત્યાં હિંસા જૂજની જ થતી હોય તેનો કંઈજ હિસાબ નથી. અંદરનું મન અહિંસા ઝંખે છે. જૂઓને, પેલો પાકિસ્તાનવાળો. લશ્કરી હુકમ કરીને છાપાંને ચકાસણી વગર કશું જ છાપવાની મનાઈ કરી પણ ત્રણ દિવસ પછી સાચી બધી જ ટીકા કરવાની છૂટ આપી. આમ, આજે દુનિયામાં ક્યાંય નિર્લજ્જ લોકશાહી ચાલી શકે તેમ નથી. દેખાવ માટે પણ અહિંસા બતાવવી પડશે, એવી પરિસ્થિતિ થઈ છે. આજનો જમાનો અહિંસાને આધીન છે; માટે તો હું બાદશાહ જેવો ફરું છું.

મેં "ભીખ" માગીને જે જમીન મેળવી તે બહુ કહેવાય પરંતુ ક્રાન્તિની દૃષ્ટિએ, કહે છે કે, કાર્યક્રમ લાંબો કહેવાય! મકાનને આગ લગાડવામાં વાર લાગે છે કે બળી જતાં વાર લાગે છે? સાડા સાત વરસ મારાં આગ લગાડવા માટે મોડા શોધવામાં ગયાં. હવે મોડા મળી ગયો!

હિંદુસ્તાનનાં પેલા બધા ગ્રહો—શનિ, મંગળ, રાહુ, કેતુ સૂર્ય, ચંદ્ર—નેહરુ, નંબુદ્રિપાદ, ઢેબરભાઈ, પંતજી, મોરારજીભાઈ ઇત્યાદિ નવે ગ્રહો એક વર્ષ પહેલાં યેલવાલમાં ભેગા થયા હતા. અને ઘોમણે ગ્રામદાનને લીલો ઝંડો ફરકાવી આપ્યો છે કે ગ્રામદાન ભલે ચાલે! એનાથી દેશની બન્ને—નૈતિક અને ભૌતિક ઉન્નતિ થવાની છે. તેને આ બધા ગ્રહો એકત્ર મળીને આશીર્વાદ આપે છે.

આમ તો રાહુ અને કેતુ વચ્ચે ૭ રાશીનું અંતર રાખીને જ રહે છે પણ આપણા દેશમાં નેહરુ અને નંબુદ્રિપાદ—બે **'ન'-કારે** ભેગા મળીને એક **'હ'-કાર** કરી આપ્યો! ભૂમિ જેવી મહાન સમસ્યા પર એકમત થઈને એક મુસદ્દો (તેઓ) ઘડે એ બહુ જ મહત્ત્વની ઘટના છે.

**પં. નેહરુએ તો જાપાનમાં એનો ગૌરવપૂર્વક ઉલ્લેખ કરતાં કહેલું કે હું અત્યારે એક "ક્યુરિયસ કોન્ફરન્સ"—વિચિત્ર પરિષદમાંથી આવી રહ્યો છું!**

આ સિવાય ગુજરાત પાસે ભક્તિપૂર્વક ત્યાગથી જીવવાની, અદ્ભુત આધ્યાત્મિક શક્તિના ખજાના રૂપ, વૈષ્ણવ-વૃત્તિ છે. આ રીતે ગુજરાતની વેપારી દૃષ્ટિમાં આધ્યાત્મિક ત્યાગની વૈષ્ણવ-વૃત્તિનો સરવાળો થાય તો ગુજરાતને ગામેગામ ગ્રામદાન થાય એટલું જ નહીં, પણ સમગ્ર ગુજરાત અને ભારતમાં ગ્રામદાન તો શું, પણ મહાલદાન, તાલુકાદાન અને સમગ્ર ક્ષેત્ર કે વિસ્તારનાં દાનનો પ્રવાહ પ્રચંડ રીતે પ્રબળ, પ્રખર અને પ્રાણવાન બને તેમ છે.

**આ સીધું-સાદું ગણિત છે. જેમ ૨+૩=૫ થાય છે તેમ વેપારી વૃત્તિ + વૈષ્ણવ વૃત્તિ = વિવેક બુદ્ધિ+પ્રેમ, સત્ય, કરુણામય ભકિત = ગ્રામદાન થાય. એટલું જ નહીં, એમાંથી મહાલ દાન અને તાલુકદાન પણ થઈ શકશે.**

હું તો અહીંના ભાઈઓને કહું છું કે આ કામ વહેલામાં વહેલું તમારા જ હાથે, અક્કલ-હોશિયારીપૂર્વક પાર પડવાનું છે; એમાં મને કશી જ શંકા નથી.

**મોરાંગણ, તા. ૧૭-૧૦-'૫૮.**

# વિકાસ એ જ સર્વશ્રેષ્ઠ મૂલ્ય

**આજે** સાર્વજનિક સભા ઉપરાંત શિક્ષકોની પણ એક સભા રાખેલી, પણ મારી શારીરિક અવસ્થાને કારણે બંને કાર્યક્રમો એક જ સભામાં માની લીધા છે. જો કે આમે હું વધારે સભાઓ ઇચ્છતો નથી કારણ કે સાડા સાત વર્ષથી લગાતાર મારી યાત્રા ચાલે છે અને રોજ કંઇક ને કંઇક બોલવાનું થાય છે ત્યારે હજારો વ્યાખ્યાન અને વ્યાખ્યાનો કરતાંએ ઘણી ચર્ચા થઈ છે અને તે વિષયનું કંઈક સાહિત્ય પણ પુસ્તકાકારે થયું છે. તો એ બધી વાતો હું વારંવાર કહેતો જાઉં તો મને પણ ન ગમે અને એમાં સમાજનો પણ વિકાસ ન થાય. માટે વધારે સભાઓ હવે હું ઇચ્છતો નથી.

હું સભાને એટલું મહત્ત્વ નથી આપતો જેટલું સભાને અંતે જે પ્રાર્થના થશે તેનું માનું છું. મને એમાંથી જે બળ મળે છે તે બીજી કોઈ રીતે મળતું નથી. એટલા માટે મારી સભાને હું પ્રાર્થના સભા નામ આપું છું. એ પ્રાર્થના વ્યાખ્યાને અન્તે મૌનરૂપમાં કરવામાં આવે છે. આજ પણ કરવામાં આવશે એ પ્રાર્થના મુખ્ય વસ્તુ છે, મહત્ત્વની વસ્તુ છે, એમ મારૂં મન માને છે અને તમે પણ માનશો એમ હું ઇચ્છું છું.

એટલા માટે હું ઝાઝું કહું અને તમે સાંભળો તેવું ઇચ્છતો નથી. આજે જ્યારે નાગરિકો, શિક્ષકો અને વિદ્યાર્થી ભાઈઓ અહીં બેઠેલા દેખાય છે ત્યારે મારા હૃદયની બીજી કેટલીક વાતો તમારી આગળ મૂકીશ—જે રોજ નવી નવી ઉત્પન્ન થાય છે તેમાંથી હું તમને કંઈક પીરસીશ. ત તમને રૂચે તો તમે તેનું ચિંતન કરશો અને અમલ કરશો.

કોઈ પણ વ્યાપારી જો જુની મૂડી પર આધાર રાખે તો તેટલાથી તેનો વહેપાર વધે નહિ. કોઇ પણ દેશ એ રીતે જુની મૂડી પર ચાલે તો આગળ વધે નહિ. કોઈપણ વહેપારી જુની મૂડીનો તિરસ્કાર કરે. અનાદર કરે તો એનું ચાલે નહિં કોઇપણ દેશ જુની સંસ્કૃતિથી મળેલાં મૂલ્યોને અવગણે તો એની પ્રગતિ થાય નહિ. માટે જુના જમાનાથી જે અનુભવો મળ્યા છે તેનો સદ્અંશ, સારો અંશ ઉત્તમ રીતે સાચવી રાખવો જોઈએ. અને નવો સદ્અંશ એમાં ઉમેરવો જોઇએ.

આવી રીતે ચાળવાની ક્રિયા સતત ચાલવી જોઈએ. જુનામાંથી જે સારૂં છે તે પકડી રાખવું જોઈએ અને ખરાબ હોય તે છોડી દેવું જોઈએ. નવું નવું લેતા જવું અને જે નવા નવા વિચારો સારા સારા માણસોને સૂઝે છે, જે માનવજાતને સૂઝે છે, તે બધાનો સ્વીકાર કરવા હૃદય હંમેશા ખુલ્લું રાખવું જોઈએ. નાગરિકો પર આને માટે વિશેષ કરીને જવાબદારી વધારે આવે છે અને શિક્ષકો પર એથી યે વધારે જવાબદારી આવે છે. અને ખાસ કરીને હિન્દુસ્તાનમાં વિશેષ જવાબદારી આવે છે કારણ કે હિન્દુસ્તાનનાં ગામડાંઓમાં હજી બહુ વિદ્યા પહોંચી નથી અને ગામડાંના લોકો વિશ્વ-પરિસ્થિતિથી પરિચિત હોતાં નથી. આપણે હજી એમને વિશ્વપરિચિત કરવા સમર્થ

થયા નથી. માટે એ બાબતની જવાબદારી નાગરિકો પર આવે છે. આ એક નગરસ્થાન છે એટલે વિશેષ કરીને આવાં સ્થાનમાં રહેનારા વિદ્યાર્થીઓ, શિક્ષકો અને બીજા નાગરિકો પર પણ જવાબદારી વધારે આવે છે.

નવો યુગ અત્યંત વેગથી આવી રહ્યો છે. તેનો વેગ કોઈ પણ પુરાણા, જુના યુગ સાથે સરખાવી શકાય તેવો નથી. તે બહુ જ જોરથી આવે છે આવી સ્થિતિમાં જો એને ગ્રહણ કરવા યોગ્ય એવું ચિત્ત ન રાખ્યું હોય, અને દસ-પચ્ચીસ વર્ષ પહેલાંની વાતો પકડી રાખીશું, તો પછાત થઈ જશું. દુનિયા આગળને આગળ ચાલી જાય ને વિજ્ઞાનયુગમાં આપણે આપણી ભૂમિ પર રહીએ તો આપણે સ્થિર નથી રહેવાના પરંતુ આપણું જીવન સાવ વિખેરાઈ જવાનું. માટે વિજ્ઞાન યુગ આવી રહ્યો છે એનો સંપૂર્ણ વિચાર કરવો જોઈએ.

વિજ્ઞાનયુગને કેટલાક લોકો યંત્રયુગ સાથે જોડી દે છે. તે અત્યંત અવૈજ્ઞાનિક વિચાર છે. વિજ્ઞાન એક શક્તિ છે, જેમ આત્મજ્ઞાન એક શક્તિ છે. આત્મજ્ઞાન એ અંતરની શક્તિ છે તેમ વિજ્ઞાન એ પણ શક્તિ છે અને એ બાહ્યસૃષ્ટિ-બધી વસ્તુ આપણી આગળ ખોલી દે છે ત્યારે એ શક્તિનો ઉપયોગ કેવી રીતે કરવો તે માણસે આત્મજ્ઞાનના નિર્ણય મુજબ નિશ્ચિત કરવું જોઈએ.

નાનાવિધ યંત્રો, નાના અને મોટા સંપત્તિનું કેન્દ્રીકરણ અને વિકેન્દ્રિકરણ કરનારાં યંત્રો નિર્માણ કરવામાં વિજ્ઞાન સરખી રીતે મદદ આપી શકે છે. વિજ્ઞાનને જો આજ્ઞા કરવામાં આવે કે તુ સંહારક યંત્રો શોધ; તો તે તેવાં યંત્રો શોધશે. ઉત્પાદનનાં યંત્રોની આજ્ઞા કરવામાં

આવે તો તે તેવાં યંત્રો બનાવશે; અને ઉત્પાદક યંત્રોમાં જો વિકેન્દ્રિત યંત્રોની આજ્ઞા કરવામાં આવે તો તેવાં યંત્રો પણ થઈ શકે અને કેન્દ્રિત યંત્રોની આજ્ઞા કરવામાં આવે તો તેવાં યંત્રો પણ થઈ શકે. વિજ્ઞાન જે જાતની શોધ માણસને આવશ્યક છે એમ લાગશે તે જાતની કરી આપશે

વિજ્ઞાન એ એક મુક્ત શક્તિ છે એટલે વિજ્ઞાનનો યંત્રયુગની સાથે અનિવાર્ય એવો કોઈ સંબંધ નથી. પ્રત્યેક દેશની જે તે સમયની જે પરિસ્થિતિ, તે પરિસ્થિતિને જોઈ ને વિજ્ઞાનનો ઉપયોગ કરવો જોઈએ. પણ વિજ્ઞાનનો ઉપયોગ કર્યા વિના ચાલે નહિ.

એટલા માટે, આપણા દેશમાં વિચાર કરવો જોઈએ કે આવડા મોટા વિશાળ મહાન ભારત દેશને આપણે જ્યારે એક યુનિટ તરીકે, એક એકમ તરીકે માની લીધો ત્યારે આપણા પર જે જવાબદારી આવે છે તેને પાર પાડવા માટે વિજ્ઞાન અને આત્મજ્ઞાનનો મેળ આપણે સાધવો છે. હિન્દુસ્તાનમાં જે વિવિધતા, વિપુલતા અને વૈચિત્ર્ય છે તે બધું ઐશ્વર્ય થઈ શકે છે, સૌંદર્ય થઈ શકે છે, માધુર્ય થઈ શકે છે, જો આપણે એનો એ રીતે વૈજ્ઞાનિક ઉપયોગ કરીએ તો.

પરંતુ જો આપણે વિજ્ઞાનનો ઉપયોગ ઠીક ન કરીએ તો એ વિચિત્ર અને એ વૈવિધ્ય વિરોધી થઈ શકે છે, અમંગલ થઈ શકે છે, કલહોત્પાદક થઈ શકે છે, સંહારક થઈ શકે છે. માટે હિન્દુસ્તાનને વિચાર કરવાની વાત એ છે કે આપણા દેશમાં સમાજની રચના કેવી કરવી જોઈએ-વિકેન્દ્રિત કે કેન્દ્રિત-તેનો

નિર્ણય આપણે કરવો જોઈએ. જો આપણે દેશમાં કેન્દ્રિત રચના કરવી હોય તો આટલો મોટો વિશાળ દેશ જ્યાં વિવિધ ધર્મો, વિવિધ ભાષા, વિવિધ જાતિ અને વિવિધ રીત-રિવાજો ચાલે છે અને જ્યાં દુનિયાભરના લોકો હજારો વર્ષોથી એકત્રિત થઈ ગયા છે, એવા દેશ માટે વિચારવાનું છે, ચિંતન કરવાનું છે, ત્યારે પહેલી જરૂરત એ છે કે આપણા દેશમાં વિકેન્દ્રિત કે કેન્દ્રિત રચના કરવી એ જોવું જોઈએ.

જો આપણે કેન્દ્રિત રચના તરફ જઈશું તો હિન્દુસ્તાનમાં કોઈ પણ કોમ, ભાષા, કે કોઈપણ ધર્મનું આપણે સમાધાન નથી કરી શકવાના એમાં કોકવાર તામિલનાડને અસંતોષ થશે, તો કોકવાર મહારાષ્ટ્રને અસંતોષ થશે, કોકવાર ગુજરાતને તો કોકવાર બંગાળને. એ બધાને થશે કે અમારી સાથે સમાન રીતે વ્યવહાર કરવામાં નથી આવતો. ક્યાંક ને ક્યાંક પક્ષપાત થઈ જાય છે એમ કહેવાનો અવસર લોકોને મળશે. એટલે કેન્દ્રિત રચના કરવા ધારીશું તો આપણે સમજવું જોઈએ કે ભારત માટે એ અસંભવિત વાત છે. આ વાત સમજવાની જરૂર છે કે પોલિટીકલ દૃષ્ટિએ, રાજનૈતિક દૃષ્ટિએ, ભારત યુરોપથી આગળ છે. કેટલાં વર્ષ આગળ છે તે કહેવું મુશ્કેલ છે. ભારત જ એ એક એવો દેશ છે જ્યાં બાર-ચૌદ વિકસિત ભાષાઓ એક જ રાષ્ટ્રમાં છે. એવો વિકસિત દેશ કેવળ યુરોપ જ થઈ શકે છે, જ્યારે તે એક રાષ્ટ્ર થશે ત્યારે. ત્યાં સુધી એમનું ઉદાહરણ, એમની મિસાલ દુનિયામાં છે નહિ.

ચીન એક મોટો દેશ છે. ત્યાં અલગ અલગ ભાષાઓ પણ છે પરંતુ એ બધી ભાષાઓ સાહિત્યની ભાષાઓ નથી. રશિયામાં પણ અનેક ભાષાઓ છે પરંતુ સાહિત્યની મુખ્ય ભાષા રશિયન જ છે. પરંતુ

હિન્દુસ્તાનમાં બંગાળી, હિન્દી, ગુજરાતી, મરાઠી, ઉડિયા, તેલુગુ, તમિલ, મલયાલમ, સંસ્કૃત અને એવી બીજી ઘણી ભાષાઓ સમાન બરાબરીની શક્તિ ધરાવતી છે. તે ઈંગ્લેન્ડની કોઈ પણ ભાષા કરતાં ઓછા સામર્થ્યવાળી નથી.

કેટલીક ભાષા તો હજાર દોઢ હજાર કે બે હજાર વર્ષોથી ખેડાયેલી એવી ભાષા એક સાથે એકત્ર રહે છે તેમ છતાં યે આપણામાંથી કોઈ પણ પ્રદેશ સ્વતંત્ર રાષ્ટ્ર માગતું નથી. બહુ માગણી કરી નાખો તો ભાષાનુસાર પ્રાંત બને, એ જ માગણી થાય છે. એથી વધારે કશું એ માગતા નથી. ભાષા અનુસાર પ્રાંત બનાવેલા છે તેમાં એક બે પ્રાંતોને જરા અસમાધાન રહી ગયું છે. પણ તે લોકો યે એવી માગણી નથી કરતા કે એમનું સ્વતંત્ર રાષ્ટ્ર હોવું જોઈએ.

જ્યારે યુરોપમાં બે, ત્રણ કે ચાર કરોડવાળાં રાષ્ટ્રો બન્યાં છે, જે ભાષાનુસાર રાષ્ટ્રો બન્યાં છે. આપણો ઉત્તર પ્રદેશ ૭ કરોડનો છે એની બરાબરીમાં રશિયા સિવાય બીજો કોઈ દેશ નથી જર્મનીમાં બે ટુકડા થઈ ગયા છે, છતાં ઉત્તર પ્રદેશની એ બરાબરી ન કરી શકે અને ફ્રાન્સ તો એના પ્રમાણમાં નાનો જ ગણાય. તો આપણા દેશમાં ઉત્તર પ્રદેશ એ પ્રાંત જ એવો છે કે જે દુનિયામાં અલગ અલગ રાષ્ટ્રોની સરખામણીમાં આપણા દેશનો એક પ્રાંત જ છે.

એક રાષ્ટ્રમાં આવડા મોટા મોટા પ્રાન્તો એકત્ર જ્યાં રહેતા હોય તે રાષ્ટ્રોની 'સમાજરચના વિકેન્દ્રિત જ કરવી પડશે. આ વિકેન્દ્રિત સમાજરચનાનો' વિચાર આગળ જતાં આખી

દુનિયાને લાગુ પડશે. પરંતુ આ વિચાર, દુનિયાના એક ખુણામાં, આપણા દેશમાં, જેટલી વિકેન્દ્રિત સમાજરચના થશે તેટલો જ તે સમર્થ સાબિત થવાનો.

એટલા માટે સમાજમાં પ્રત્યેક સ્થાન સમર્થ છે એવું થવું જોઈએ. પ્રત્યેક પ્રાંત જ નહિ પરંતુ એકે એક સ્થાથી સમાજ બધા સમર્થોનો એક સમુદાય બનવો જોઈએ. આખું ભારત એક બનવું જોઈએ, સમર્થોની મંડળી થવી જોઈએ. અસમર્થનો સહકાર, અક્ષમોનો સહકાર એ કાંઈ ભારતને માટે ઉચિત યોજના નથી.

આજે ગામડાંઓ લગભગ આંધળાં જેવાં છે અને શહેરવાળા લગભગ પાંગળા કહેવાય. જ્યારે આંધળાને ખભે પેલો પાંગળો બેસી જાય ત્યારે અંધ-પંગુ ન્યાયથી સમાજ ચાલે બેસેલો માણસ દોરવણી કરે અને ચાલવાનું કામ આંધળો કરે ગામડાંવાળા ભાર ઉપાડે અને શહેરવાળા નેતૃત્વ કરે. આવી સમાજ રચના ભારતમાં થાય તો આ વિજ્ઞાનયુગમાં પેલો આંધળો અને પાંગળો બંને ખાડામાં પડે.

વિજ્ઞાનયુગમાં અક્ષમોનો સહકાર નહિ ચાલે; સમર્થોનો સહકાર, સક્ષમોનો સહકાર જોઈએ.

પણ જેમ ગામડાંઓ પગથી સાબૂત છે તેવી જ રીતે તેમની બુદ્ધિ પણ પરિપક્વ હોવી જોઈએ. શહેરવાળાઓ જ્ઞાન ધરાવે છે તેવી રીતે કર્મશક્તિ પણ વિકસિત થવી જોઈએ. અને ત્યાર પછી એક બીજાનો સહયોગ કરે. એ રીતે આપણે ગામડાંને પગભર કરીશું અને ગામડાંવાળા પોતાની બુદ્ધિ પર ચાલતા થઈ જશે ત્યારે તે ભારત માટે યોગ્ય યોજના બનશે અને તો જ સુખી થશે; અન્યથા નહિ.

આ વસ્તુ હજી આપણા લોકોનાં, યોજના કરવાવાળાનાં ધ્યાનમાં પૂરી આવી નથી. અને એટલા માટે હું એમનો દોષ નથી કાઢતો, કારણ કે સ્વરાજ્ય પછીના આરંભકાળમાં તેઓ સ્વાભાવિક રીતે, પરકીય સત્તા કેન્દ્રિત હોવાને કારણે, એમના હાથમાંથી પોતે કેન્દ્રિત સત્તા જ હાથમાં લે, તો એને માટે તેમને હું દોષ આપતો નથી કેન્દ્રિત સત્તા બીજો કેન્દ્રિત સમાજ આપી શકે કેન્દ્રિત સમાજ બીજી કેન્દ્રિત-સત્તાને લઈ શકે. એટલા માટે આરંભમાં કેન્દ્રિત સત્તા થઈ એટલા માટે હું એમને દોષ નથી આપતો. પણ હવે દશ વર્ષ વીતી ગયાં છે; અને આ જમાનાના દશ વર્ષ એટલે કંઈ બહુ ઓછો સમય ન કહેવાય. હવે બધા વિચાર વૈજ્ઞાનિક ઢંગથી જ થવા જોઈએ.

હું બીલકુલ નાનાં ગામડાંની વાત નથી કરતો પરંતુ ધારો કે હજાર માણસોનો સમુદાય હોય—આગળ જતાં કદાચ હું બે હજારનો પણ-સમુદાય કહી શકીશ આવા સમુદાયનું એક એકમ થવું જોઈએ અને એ સમુદાયને લક્ષમાં લઈ એક રાષ્ટ્રને માટે જે યોજના કરવાની હોય તે આખી યોજના કરવાનું સામર્થ્ય હોવું જોઈએ. સાધન હોવું જોઈએ. એ જ રીતે આપણે કરતા થઈએ તો જ ભારતનું સમાધાન થાય નહિ તો સ્વતંત્ર થયા પછી સમાધાન ન થાય તો થોડાં જ વખતમાં સેવાની રુચિ શીઠી પડી જવાની

**વિજ્ઞાનના જમાનામાં સ્વાતંત્ર્યને સ્વતંત્ર કિંમત નથી.** આ એક નવી જ વાત છે. સ્વાતંત્ર્યની કિંમત પણ બીજા અનેક વિચાર પર આધાર રાખે છે. ધારો કે સ્વાતંત્ર્યને સ્વતંત્ર કિંમત હોય, અને ધારો કે છે, અને હું ગુજરાત તરફથી માંગ કરૂં કે મારૂં ગુજરાત એક સ્વતંત્ર રાષ્ટ્ર થવું જોઈએ, તો શા માટે એનો વિરોધ કરવો જોઈએ? આવી જો માગણી કરું તો એના પર શું આક્ષેપ આવે? જો સ્વાતંત્ર્યને

સ્વતંત્ર મૂલ્યો હોય તો, જે કોઈ સ્વતંત્ર થવા માંગે તેને સ્વતંત્ર થવું જોઈએ અને બીજાઓ એને સ્વતંત્ર થવા માટે પરવાનગી આપવી જોઈએ.

જો પેલો માણસ સ્વતંત્રતા સહન ન જ કરી શકતો હોય તો તે જુદી વાત છે પરંતુ આજે તો આપણે વિચાર જ નથી કરી શકતા કે ગુજરાત એક સ્વતંત્ર રાષ્ટ્ર થાય એવો વિચાર કેમ નથી કરતા રે? જો સ્વતંત્રતાની સ્વતંત્ર કિંમત હોય તો એ કેમ સહન ન થાય? એ સ્વયંસિદ્ધ વાત છે કે વિજ્ઞાનના જમાનામાં દુનિયા સાંકડી થઈ છે માટે નાના નાનાં રાષ્ટ્રો, નાના નાના પ્રાંત સ્વાતંત્ર્ય થવાની વાત કરે તો બીજી ઘણી વસ્તુઓનો સંકોચ કરવો પડે; અને સ્વતંત્રતા સંકોચ માટે નથી, વિકાસ માટે છે.

સ્વાતંત્ર્યથી સંકોચ થતો હોય તો એ સ્વાતંત્ર્યની કિંમત નથી. સાધારણ રીતે સ્વાતંત્ર્યમાં વિકાસનો અવકાશ વધારે હોય છે; અને સ્વાતંત્ર્યનું મહત્ત્વ સર્વમાન્ય છે. પણ સાધારણ રીતે સાધારણ જમાનામાં, વિશેષ રીતે વિશેષ જમાનામાં નહિ.

તમે જાણો છો કે ભારતવર્ષ એ પુણ્યભૂમિ મનાઈ. "ભરત ખંડ ભૂતલમાં જન્મ્યો" એવું આપણા કવિએ ગાયું છે. 'ભરતખંડ સૌરાષ્ટ્રમાં જન્મ્યો, હાલારમાં જન્મ્યો કે સોરઠમાં જન્મ્યો' એવું નથી ગાયું. એમાં પણ એમને એમ લાગ્યું કે 'ભારત' કહીશું તો એમાં સંકોચ થશે એટલા માટે એમણે 'ભરતખંડ ભૂતલમાં જન્મ્યો' એમ કહ્યું. આખું જગત જ પોતાનું માની લીધું. તુકારામને પૂછ્યું કે કેમ ભાઈ, તમારો દેશ કયો? તો તુકારામે તો યાત્રા પણ ઝાઝી કરી નહોતી. નાસિક, પંઢરપુર કે પુના એટલી જ યાત્રા એમની થઈ હશે. છતાં યે એમણે એવો જવાબ આપ્યો કે "આમુચા સ્વદેશ ભુવનત્રયા મધ્યે વસો"

અમારો સ્વદેશ ત્રણે ભુવનોનો નિવાસ છે. એમને મરાઠી સિવાય બીજી કોઈ ભાષા નહોતી આવડતી અને એમણે હમણાં કહ્યા તેટલા દેશ સિવાય બીજો દેશ નહોતો જોયો, છતાં જવાબ મળ્યો કે "ભુવનત્રયા મધ્યે વાસ" વિજ્ઞાનના જમાનાના પહેલાંના જમાનાની વાત છે. ત્યારે આજના વિજ્ઞાનના જમાનામાં જો આપણે સંકુચિત સ્વાતંત્ર્યની વાત કરીએ તો એ સંકુચિત શબ્દ જ સ્વાતંત્ર્યને કાપે છે.

અમે જ્યારે જેલમાં હતા ત્યારે ઘણા કેદીઓ, જેમની સજાની કોઈ મર્યાદા નક્કી નહોતી થઈ તેઓ, પંચાગ લઈને બેસતા અને કહેતા કે આજકાલમાં મંગળ અને શનિની યુતિ છે તો ઘણે ભાગે આપણે છૂટવાના તેઓ હંમેશા ક્યારે છૂટીશું, ક્યારે છૂટીશું એમ કરતા હતા એ જેલમાં એક કીડીઓનો રાફડો હતો. એકવાર મેં એમને એ રાફડો બતાવીને કહ્યું કે આ કીડીઓ આ જેલની બહાર ગઈ જ નથી તો એમના સ્વાતંત્ર્યમાં શું હાનિ થઈ તે બતાવો જરા' એમને માટે આવડું મોટું કંપાઉન્ડ છે. એમનો આખો જન્મારો એમાં જ જાય છે, જોકે ચારે બાજુથી બંધ હોવાને કારણે એ કેદ તો થાય છે પરંતુ તેઓ કેદી બન્યાં છે એવું તેમને કદીએ ભાસતું નથી. આમ તો જેલનું ક્ષેત્ર નાનકડું હતું છતાં તેમને માટે પૂરતું હતું. તેટલા માટે એમના સ્વાતંત્ર્યમાં હાનિ થાય છે કે સંકોચ થાય છે એવો ભાસ પેલી કીડીઓને નહોતો થતો. એક માઈલ લાંબુ અને એક માઈલ પહોળું જેલનું કમ્પાઉન્ડ પૂરતું હતું. તેમને માટે એક મહાન દેશ જેવું જ હતું. તેમને માટે અંદરઅંદર ફરવાનું પૂરતું સ્વાતંત્ર્ય હતું, પરંતુ હું કહેવા માગું છું કે વિજ્ઞાન યુગમાં નાનકડું ક્ષેત્ર પૂરતું નહિ માલમ પડે.

જેમાં સંકોચ લાગશે અને જેમાં સંકોચનો ભાસ થાય તેમાં સ્વાતંત્ર્યની કિંમત નથી. માટે વિજ્ઞાનના જમાનામાં

સ્વાતંત્ર્યની બીજી પણ કસોટી કરવી પડશે. સ્વાતંત્ર્ય એ સર્વશ્રેષ્ઠ મૂલ્ય છે એવું જે આપણે એક જમાનામાં બોલતા હતા તે પુરાણી વાત થઈ ગઈ. આજે તે સર્વશ્રેષ્ઠ મૂલ્ય નથી. એથી પણ વધારે શ્રેષ્ઠ મૂલ્ય છે એવું હવે ધ્યાનમાં આવી રહ્યું છે. તો સર્વશ્રેષ્ઠ મૂલ્ય કયું? વિકાસ. વિકાસને માટે જેટલું સ્વાતંત્ર્ય જોઈએ તેટલા સ્વાતંત્ર્યની કિંમત, વિકાસ માટે જેટલા નિયમની જરૂર તેટલી નિયમની કિંમત, અને વિકાસને માટે જેટલા સંયમની જરૂર તેટલા સંયમની જરૂર.

નહિ તો ગાળો બોલવાનું સ્વાતંત્ર્ય. શરાબ પીવાનું સ્વાતંત્ર્ય, છાપાંઓમાં ગમે તે બોલી નાખવાનું સ્વાતંત્ર્ય. અશ્લીલ સાહિત્ય લખવાનું સ્વાતંત્ર્ય – એવી રીતે અનેક જાતનાં સ્વાતંત્ર્ય આજે ચાલે છે. પરંતુ પરવશ થઈને સ્વાતંત્ર્યને સ્વતંત્ર મૂલ્ય છે એમ આપણે સમજી લીધું એટલા માટે પ્રત્યેક સ્વાતંત્ર્યની બીજી કોઈ કસોટી કરતા નથી તે ભૂલ ભરેલું છે.

ભારત જેવા વિશાળ દેશમાં જ્યાં અનેક જાતિ, અનેક ભાષા, અનેક પંથ એકત્ર રહે છે. અને તે પણ વિજ્ઞાનના યુગમાં—આ બે વાત ધ્યાનમાં રાખવાની છે. ભારતની વિવિધતા અને આજે વિજ્ઞાન યુગ આવવાથી દુનિયાની પરિસ્થિતિમાં ફરક પડે છે. આજે દુનિયાના કોઈ પણ ખૂણામાં ખટ અવાજ થઈ ગયો તો છાપાં પર તે એકદમ આવે છે અને છોકરાઓ પણ જાણે છે કે પેલા અમેરિકાના ખૂણામાં આવું ચાલે છે. અમેરિકાનો કયો ખૂણો અને ત્યાં શું ચાલે છે એ વાત પાંચસો વરસ પહેલાં લોકો જાણતા પણ ન હતા. મોટી મોટી લડાઈઓ ક્યાંક ચાલતી તો બીજા પ્રાંતવાળાઓને તેનો કશોયે પત્તો ન હતો. સો–બસો વર્ષ પછી ખબર પડે તો પડે. આજે એવી સ્થિતિ નથી.

આજે શું આ માનવશરીર પહેલાંના કરતાં અધિક સંવેદનાક્ષમ થયું છે? પહેલાં કરતાં સંવેદનશીલતા વધી છે. એવી સંવેદનક્ષમતા માનવ સમાજ શરીરમાં આવી છે ત્યારે આપણે સ્વરાજ્યનો બહોળો અર્થ કરવો પડશે, સાંકડો નહિ એટલા માટે મેં જય જગતની વાત કરી છે.

એક બાજુથી વિચાર કરવામાં, ચિંતન કરવામાં કોઈપણ જાતનો સંકોચ, બંધન ન હોવું જોઇએ અને વિશાળ માનવ સમાજનો વિચાર કરીને જ વર્તવું જોઈએ. તે જ રીતે અખિલ માનવ એટલે આખું વિશ્વ અને મારું ગામડું એ બંનેના વચ્ચેના પડદા, પગથીઆં, ભૂમિકાઓ, મર્યાદાઓ તૂટવી જોઈએ. આ એકદમ ન તૂટે તે હું જાણું છું. પણ એક બાજુથી ગામ અને બીજી બાજુથી વિશ્વ અને એની વચમાં કંઈ ન જોઈએ. આ મારું ચિત્ર છે, જે આગળ દુનિયાનું ચિત્ર થવાનું છે. જેની તરફ દુનિયા આજે જઈ રહી છે કે, ગામ અને વિશ્વની વચમાં જિલ્લા, કલેકટર, પ્રાંતવાળા કે દેશવાળા એ બધા ખસી જવા જોઈએ. એક બાજુ ગામ આવે બીજી બાજુ વિશ્વ એવો સીધો સંબંધ ચાલે.

આ યુગ બહુ જોરથી આવી રહ્યો છે. એવો યુગ અત્યારે નથી, એટલે કે આજે નથી. પરંતુ આજે નથી એટલે કાલે પણ નથી એવું નથી. આજ અને કાલની વચ્ચે ચોવીસ કલાકનું અંતર પણ હોઈ શકે ને બે વર્ષનું અંતર પણ હોઈ શકે હું નક્કી નથી કહેતો. પણ જ્યારે તમે જુઓ છો કે કુતરો પણ પાંચસો માઈલ ઉપર જાય છે ત્યારે માનવબુદ્ધિનો કેટલો બહોળો વિસ્તાર થઈ ગયો છે એ તમે સમજી શકો છો. આવી સ્થિતિમાં જે રીતે ભક્તિમાર્ગમાં થયું તે રીતે થશે.

ભક્તિમાર્ગમાં શું થયુ ? મારી અને મારા પરમેશ્વર વચ્ચે કોઈ પણ ન હોવું જોઈએ ન કોઈ ધર્મગુરુ, ન કોઈ પુરોહિત, ન કોઈ દેવ, ન ગ્રંથ, ન કોઈ પંથ, ન કોઈ મંદિર, ન કોઈ મંત્ર, ન કોઈ તંત્ર, ન કોઈ જંત્ર મારી અને મારા પરમેશ્વરની વચમાં રહેવું જોઈએ આજે તો આ બધાની મારફતે ઈશ્વરની સાથે સંબંધ રાખવો એવું ચાલે છે સ્ત્રીને કહે છે કે તારો કોઈ સ્વતંત્ર દેવ નથી; તારો પરમેશ્વર હું જ છું. મારી મારફત તુ ઈશ્વર પાસે પહોંચીશ પરંતુ આજે તો સ્ત્રીઓ પુરુષને સામે પૂછે છે કે 'તો પછી તમે મારી મારફત કેમ ઈશ્વર પાસે નથી જતા ?'

એક જમાનામાં એવુ હતુ કે ધર્મકાર્ય માટે પુરુષ બેસતો અને પુરુષ મંત્ર બોલતો, સંકલ્પ પણ પુરુષ કરતો અને પાણી પણ પુરુષ જ મૂકતો. તેની પત્ની એના હાથને હાથ લગાડે એટલે બધું થઈ ગયુ એન્જિનની સાથે માલગાડીનો ડબ્બો જોડાઈ ગયો હવે જ્યાં એન્જિન જશે ત્યાં પેલો ડબો પણ પાછળ પાછળ જશે. એન્જિનની પાછળ ડબો સુરક્ષિત જ છે એવું આજ સુધી મનાતું હતુ પરંતુ એ વસ્તુ હવે ચાલે નહિ જે જમાનામાં એ ચાલ્યું તે જમાનામાં એ અનુચિત હતું, અયોગ્ય હતું એમ હું નથી કહેતો એ જમાનામાં યોગ્ય હશે અને સ્ત્રીઓ પણ એવી ઉદાર બુદ્ધિવાળી હશે કે પુરુષો ભલેને ગમે એવાં કામો કરે, આપણે શા માટે એમા માથું મારીએ ? એમ સ્ત્રીઓ વિચાર કરતી હશે. અને તે જમાનામાં તે ભલે યોગ્ય પણ હોય વશિષ્ઠ-અરુંધતિ—ન્યાય એ બહુ જ ઉત્તમ ઉદાહરણ છે.

જ્યારે હું પુરાણા વિચારની નિંદા કરું છું ત્યારે ગૌણ વિચાર લઈને હું નિંદા નથી કરતો હું સર્વોત્તમ વિચાર પર જ પ્રહાર કરું છુ ગૌણ વિચાર પર પ્રહાર કરવામાં મને વીર રસ નથી આવતો. એટલા માટે જ્યારે હું હથોડી લઈને મૂર્તિ ભાંગવાને ઉદ્યત થઉં છું, ત્યારે એકદમ સીધો પ્રહાર વશિષ્ઠ-અરુંધતિ પર જ કરું છું. તો

વશિષ્ઠ-અરુંધતિ માટે શું કહેવાયું છે? વશિષ્ઠ જ્યારે વિચારમગ્ન, ચિંતનમગ્ન, જ્ઞાનમગ્ન રહેતા ત્યારે અરુંધતિ તેમની છાયાની માફક રહેતી, છાયાની માફક એટલે બીલકુલ છાયાની જ માફક. જેમ માણસ પોતાની છાયાની પરવા નથી કરતો તેમ વશિષ્ઠને પત્તો જ ન હતો કે અરુંધતિ મારી સાથે છે. પરંતુ અરુંધતિને બરાબર પત્તો હતો કે પોતાનો પતિ બેઠો છે, સૂતો છે કે ઊભો છે. રઘુવંશમાં કાલિદાસે દીલિપરાજાનુ સુંદર વર્ણન કર્યું છે. રાજા જ્યારે ગાય ઊભી રહેતી ત્યારે ઊભો રહેતો, ગાય બેસતી ત્યારે બેસી જતો, ગાય ચાલે ત્યારે ચાલતો એવી રીતે એ ગાયનુ અનુકરણ કરતો હતો. તેવી રીતે અરુંધતિ પણ પોતાના પતિનું અનુકરણ રાત્રિ-દિવસ કરતી હતી અને વશિષ્ઠ મુનિ તો ચોવિસે કલાક એના તરફ ધ્યાન જ ન આપતા.

**આવો એકાંગી ધર્મવિચાર આજના વિજ્ઞાન યુગમાં ન ચાલે. હવે વશિષ્ઠ પણ યોગી બની શકે અને અરુંધતિ પણ યોગીની બની શકે. બન્ને યોગી થવાં જોઈશે. બંને સ્વબુદ્ધિક્ષમ છતાં બનેને એક બીજાનો સહકાર જોઈએ.**

પુરાણા જમાના પ્રમાણે પતિ મારફત સ્ત્રી મોક્ષ પામે તેને બદલે સ્ત્રીને પણ મોક્ષનો સ્વતંત્ર અધિકાર હોવો જોઈએ; અને બધાને મોક્ષનો અધિકાર હોવો જોઈશે. અને આવી રીતે બને જણા "બોધયન્તઃ પરસ્પરમ્" બંને મળીને ઇશ્વર પાસે જાય ભક્તિમાર્ગમાં સહયોગ, સહકાર યોગ્ય છે એ બરાબર છે. પરંતુ અમુક મારફતે ઇશ્વર પાસે પહોંચવું એ ગલત છે. વચમાં એવી કોઈ મારફતની ન ચાલે. તો જેવી રીતે ભક્તિમાર્ગમાં ભકત અને પરમેશ્વરની વચ્ચે કોઈ પડદો ન હોવો જોઈએ એવી કલ્પના વિકસિત થઈ એવી જ રીતે ગામ અને વિશ્વની વચમાં કોઈ પણ જાતનો પડદો રહેવો જોઈએ

નહિ—ન જિલ્લો રહે, ન પ્રાંત રહે, ન રાષ્ટ્ર રહે તો શું બન્નેની વચ્ચે કાંઈ નહિ? તો તે ગામ, નાનકડો સમુદાય પોતાનામાં જ સ્વયંપૂર્ણ હશે તેમ છતાં એ આખા વિશ્વ સાથે એનું અનુસંધાન ચાલશે. એટલા માટે હું વિચારથી જય જગત કહું છું અને આચારથી જય ગ્રામ-દાન કહું છું

આજે એક ભાઈ મને કહેતા હતા કે તમારૂં આ કામ આખી દુનિયાને શાંતિનો રાહ દેખાડનારૂં છે તો હિન્દુસ્તાન કરતાં બીજા દેશમાં તમારી વધારે જરૂરત છે. તો તમે બીજા દેશમાં જશો કે? બીજા દેશમાં તો નહિ પરંતુ ઓછામાં ઓછું આપણા દેશમાં જો આ કામ થાય તો બહાર જવું જ ન પડે અને પછી જો જવું પડે તો એ જવામાં કશો વાંધો નથી. પણ એટલા માટે તો હું માત્ર જય જગત નથી કહેતો, સાથે સાથે જય ગ્રામદાન પણ કહું છું તે સમજવું જોઈએ.

ગ્રામ અને વિશ્વનો સીધો સબંધ થશે. પછી પંડિત નહેરુ જો જશે તો પછી શું થશે—એવો નબળો, નિરર્થક, નિષ્પ્રાણ સવાલ પુછાય નહિ. ભારત જેવા દેશને એવો સવાલ શોભે નહિ. આજે એવો સવાલ ઊઠે છે કારણ કે વિચાર કરવાની શક્તિ આપણે કેળવી જ નથી.

આપણે તો વિચાર કરવાનું ખાતું ખોલ્યું છે પેલો મંત્રી (પ્રધાન) વિચાર કરશે. મંત્રી એટલે જ મનન કરનારા એ મંત્રી ત્યાં આપણા તરફથી મનન કરશે એવી જ જો ઈશ્વરની ઈચ્છા હોત તો એ તમને અને મને વિચાર કરવા માટે માથા શા માટે આપત? એ આપણને

સૌને હાથ જ હાથ આપત અને મંત્રીને માથું જ માથુ આપત આપણને માથાંની જરૂરત ન પડત અને મંત્રીઓને હાથની જરૂરત પડે છે. રાહુ અને કેતુ એવા બે વિભાગ કરી શકાત

પરંતુ મંત્રીઓ જ્યારે મળવા આવે છે ત્યારે વાત કરે છે કે ભાઈ તમારી વાતતો સાચી છે, પરંતુ અમને વિચાર કરવાનો સમય જ નથી મળતો. લોકો કહે છે કે અમારા વતી બધા વિચાર કરવા મંત્રી જવાબદાર છે અને મંત્રી કહે છે મને તો વિચાર કરવાનો સમય જ મળતો નથી બિચારો આખો દિવસ મેલી ફાઈલોના પત્રોમાં પુરાયેલો રહે છે. એક એક પત્રનો જવાબ લખવો પડે છે. હું તેમને કહું છું કે "તમે હિન્દુ છો કે કોણ છો?"

"હિન્દુ છું"

"તો તમો હોળી પૂર્ણિમામા તો માનતા જ હશો?"

"હા, માનુ છુ.

"તો હોળી શાની કરો છો?"

"લાકડાંની"

"ત્યારે તમારાં રેકર્ડ જ બાળોને ! એકત્રીસ ડિસેમ્બર સુધીમાં જેટલા પત્રો પત્યા એટલા સાચા અને ન પત્યા તે બધા હોળીમાં. એટલો ત્યાગ પણ નથી કરી શકતા? નાહકનાં લાકડાંઓ બાળો છો. તેનો શું ઉપયોગ? હોળીનો ઉદ્દેશ છે કે દરેક વર્ષે જે નકામી ચીજો, આસક્તિની ચીજો હોય તે બાળી નાખવી જોઈએ. તો તેનાથી મુક્ત થઈ શકીએ નાહકનાં રેકર્ડ અને પત્રવ્યવહાર એ બધાની એટલા માટે જરૂરત પડે છે કે આપણે વિકેન્દ્રિત રચના કરતા નથી.

ધારો કે પરમેશ્વર મને ચાર કાન આપે અને તમને ચાર આંખ આપે અને તમે અને હું બંને મળીને સહકાર કરીએ તો તમારી

આંખથી હું જોવાનો અને મારા કાનથી તમે સાંભળવાના. અને બંનેનો સરવાળો કરવાનું આવા સરવાળાથી કંઈક કામ થાય છે એમ દરેકને પ્રત્યેક અંગ આપ્યાં છે અને પછી બધાને કહ્યું કે, સહકાર કરો. તેવી રીતે નાનામાં નાનુ એકમ ધારો કે બે હજારનુ એકમ હોય તો હાથ, નાક, કાન, પગ પ્રત્યેકને મળે અને એવાં એકમો થાય તેને પરસ્પર સહકાર કરવા કહીએ અત્યારે તો પ્રાંત રચના રહેશે, રાષ્ટ્ર રચના રહેશે આ બધી રચના આગળ જતાં ભાંગી જશે અને પછી ગ્રામ અને વિશ્વની વચ્ચે સીધો સંબંધ આવશે.

મારા પ્રિય મિત્રો, આ વિચાર તમને અઘરો લાગ્યો હોય પરંતુ મને કહેવામાં આવ્યું કે અહીં શિક્ષકો, વિદ્યાર્થીઓ અને નાગરિકો બધા આવ્યા હોય તો, એ બધા ભેગા થયા છે તો, આ વિચાર અઘરો લાગતો હોય તો પણ તે ટાળી શકાય તેવો વિચાર નથી

આ વિચારને ટાળીશુ અને જો નાની નાની વાતોમાં આસક્તિ રાખીશું અને આપણને નાની નાની યોજનામાં બાંધી લઈશું તો વિચાર આગળ વધવાનો નથી અને આપણે ટકવાના નથી. માટે આપણે એવી જાતનો વિચાર કરીશું કે જે યોજના વિકેન્દ્રિત હોય, સ્વયંપૂર્ણ હોય, વિશ્વસહકારી હોય, સમાજ–યોજના હોય, આખા વિશ્વ સાથે સહકાર રાખનારી હોય. આવી રીતે વિકેન્દ્રિત અને સ્વયપૂર્ણ યોજના આપણે કરીશુ તો આજે જે કેન્દ્રમાં બધી સત્તા સોંપવી પડે છે તે નહિ સોંપવી પડે. અને બાવન લાખ ભિખારીયોની જે વાત ગાંધીજીના જમાનામાં સાંભળતા હતા તે પ્રમાણે આજે ૫૫ લાખ નોકરોની વાત ચાલે છે.

શું પહેલાના ભિખારીઓ મહેનત કરતા ન હતા ? કરતા ન હતા ? તે ઉત્પાદક મહેનત નહોતા કરતા. ત્યારે આજના ૫૫ લાખ નોકરોનો પણ અનુત્પાદક વર્ગ છે તે નિરૂપયોગી છે એમ હું કહેવા નથી માગતો પણ તેનો ઉપયોગ હોવા છતાં આટલી મોટી સંખ્યામાં જો સમાજમાં અનુત્પાદક વર્ગ રહે અને તે આ આખા સમાજના સ્તર કરતાં ઊંચા સ્તર પર રહેતો હોય; બીજાના કરતા એનુ સ્તર એનું માન, એનુ શિક્ષણ, એનું સ્થાન ઊંચુ હોય અને એની પાસે સત્તા પણ વધારે હોય—અને તેમ છતાંયે ઉત્પાદનની ક્રિયામાં એ હિસ્સો ન લેતો હોય, પછી ભલે એનાથી ઉત્પાદનમાં મદદ મળતી હોય,—કંઈ જ મદદ ન મળતી હોય તેમ હુ નથી કહેતો પણ સાક્ષાત ઉત્પાદનના કામમાં હિસ્સો ન લેતો હોય,—એવો અનુત્પાદક વર્ગ જો સમાજના માથા પર રહે તો એથી હિન્દુસ્તાનમાં એક ભયાનક સમુદાય ઉત્પન્ન થશે, અને તેઓ 'અમને નોકરી જોઈએ' એમ માગશે.

અને પછી આખા ભારતનું પંચવર્ષીય આયોજન બનાવવામાં આવશે અને એ વિદ્વાળ ભારતીય યોજનામાં બતાવવામાં આવશે કે આગલા પાંચ વર્ષોમાં અમે આટલા "જોબ" (નોકરી) આપીશુ; આટલી આટલી નિશાળો ખોલીશું, જેથી એક લાખ પંચાવન હજાર શિક્ષકોને કામ મળશે. અને એટલે શિક્ષકોની બેકારી ઓછી થશે અને તે શિક્ષકો અનુત્પાદકોને પેદા કરવાનુ શિક્ષણ વિદ્યાર્થીઓને આપશે. પરંતુ એ શિક્ષકોને તો નોકરી મળી ગઈ. એવી રીતે આખા પ્લાનીંગમાં એંજિનિયર એટલે નોકરી, શિક્ષક એટલે નોકરી, વિકાસ યોજના એટલે નોકરી, ખાદી કમિશન એટલે નોકરી ! એટલે આ બધી વસ્તુઓ નોકરીનાં સાધન તરીકે જોઈશે.

અને પછી બધાનું સમાધાન કરવાની કોશિશ કરતાં કરતાં આજે ૭ કરોડમાંથી ૫૫ લાખ નોકરો છે, એટલે કે લગભગ ૫૫ લાખ કુટુંબો અનુત્પાદક ઊંચી શ્રેણીમાં બેસી ગયા; તેને બદલે માની લો કે ૫૫ લાખની સંખ્યા એક કરોડ સુધી પહોંચી જાય તો, યોજના વિકસિત થતી જાય તો, સાત કરોડમાંથી એક કરોડ તો અનુત્પાદક અને ઊંચી શ્રેણીમા, એટલે કે ઊંચી મનાતી શ્રેણીમાં દાખલ થઇ જાય તો પછી રાષ્ટ્રમાં ઉત્પાદક શ્રમની પ્રતિષ્ઠા દેશમાં શી રીતે રહેશે? આ બધું એટલા માટે થાય છે કે આજે આપણે બધી કેન્દ્રિત યોજના કરીએ છીએ આ એક ભયાનક વસ્તુ છે.

દેશ માટે જેટલું લશ્કરનું ખર્ચ ભયાનક વસ્તુ છે તેટલું અને તેથી જરાયે ઓછી ભયાનક નહિ એવી ૫૫ લાખ અનુત્પાદક ઊંચી શ્રેણીના નોકરો પેદા કરવાની વાત ભયાનક છે. અને એમાંથી કેટલાક લોકોને સંતોષ મળશે, પરંતુ સરવાળે તો દેશમાં અત્યંત અસંતોષ ઊભો થશે એની સામે હિન્દુસ્તાન જેવો વિશાળ દેશ ટકી શકશે નહી.

આ પહેલાં આ વિચારની મેં ચોખવટ કરી છે, પરંતુ તે આજે બીજી રીતે મુકાયો છે વેદમાં ઋષિએ કહ્યું છે કે ભાઈઓ, તમે તો મારું શરીર જોયા કરો છો પરંતુ અમે તો મૌનના વાતાવરણમાં, ચિંતનના વાતાવરણમા રહીએ છીએ, ત્યાં શરીર રહેતુ નથી. જ્યારે અમે મનરૂપી ઉત્સાહમાં રહીએ છીએ ત્યારે ત્યા શરીર રહેતુ નથી.

'ઉન્મદિતા મૌનેયેન, વાતા આ તસ્થિમા વયમ
શરીરેદસ્માકં યુયં મર્તાસો અભિ પશ્યથ'

તમે તો શરીર જ જુઓ છો પરંતુ હું જ્યારે મારા શરીર તરફ જોઉં છું ત્યારે આ નાનકડું તુચ્છ નિર્બળ શરીર શી રીતે

આટલું કામ આપે છે. જ્યારે હું ભૂદાનની વાત કરતો હતો ત્યારે એક પ્રકારના આક્ષેપ આવતા હતા અને આજે ગ્રામદાનની વાત કરું છું ત્યારે બીજા પ્રકારના આક્ષેપો આવે છે તો જ્યારે ભૂદાનની વાત કરતો હતો ત્યારે જમીનના નાના નાના ટુકડા થશે 'અનઇકોનોમિક હોલ્ડીંગ'–બીનપોષણક્ષમ ટુકડા થશે, ત્યારે હું જવાબ આપતો હતો કે મારું 'હોલ્ડીંગ' તો ૯૦ રતલનું છે, તે વખતે પણ તેવું રતલનું જ હતું અને આજે પણ તેવું રતલનું હશે તો આટલું નાનકડું 'હોલ્ડીંગ', આટલી નાનકડી માલિકી, છતાં યે કેટલું બધું કામ આપે છે તે તમો જોઈ શકો છો તો આપણો આખો દેશ જ 'અનઇકોનોમિક' છે. તો એમાં જે થોડાં લોકો વધારે 'ઇકોનોમિક' બને અને બાકીના 'અનઇકોનોમિક' બને તો બાકીનાંને ઉદ્યોગ આપશો ને? તો કહે હા આપીશું. તો લોકોના હાથમાં માલિકી એ નગદ અને ઉદ્યોગો યે ઉધાર. તો ઉદ્યોગો ક્યારે આપશો ભૈયા? એ રીતે નહિ ચાલે તો હું કહેતો હતો કે મારું આ નાનકડું હોલ્ડીંગ છે છતાં ખૂબ કામ આપે છે. તેવી જ રીતે પેલી જમીનના નાના ટુકડાઓ પણ કામ આપશે. અને પોતાને આશ્ચર્ય થાય છે કે આટલું બધુ બોલ્યો તો પણ થાક લાગ્યો નહી. પરંતુ બોલ્યા પછી વધુ થાક લાગે એટલા માટે હું વધારે અત્યારે નહિ બોલું.

છોટા ઉદેપુર, તા. ૧૭–૧૨–'૫૮.

# આત્મશક્તિના ભાન વિના

## આદિવાસીઓનો ઉદ્ધાર અશક્ય

આપણા દેશમાં જ્યાં જ્યાં પહાડો છે ત્યાં આદિવાસીઓની વસ્તી છે બિહાર, ઓરિસ્સા, મધ્ય પ્રદેશ, મદ્રાસ, વિંધ્ય પ્રદેશ, સાતપુડા અને હિમાલયની તળેટીમાં આદિવાસી નામના લોકો રહે છે આ લોકો પછાત ગણાય છે: પણ 'પછાત' કોણ તે કહેવું મુશ્કેલ છે જેનું જીવનધોરણ ઊંચું તે આગળ વધેલા અને જેનું જીવનધોરણ નીચું તે પછાત. પણ એમ તો આપણો આખો દેશ, અમેરિકા અને રશિયાની તુલનામાં પછાત જ ગણાય

આપણી મધ્યવર્તી સરકારે પછાત વર્ગની તપાસ માટે એક સમિતિ નીમી હતી એ સમિતિએ ત્રણ વરસની મહેનતે તૈયાર કરેલ રિપોર્ટ મુજબ હિંદુસ્તાનની અર્ધી ભાગની કોમોનો સમાવેશ પછાત વર્ગમાં થતો હતો એટલે સરકાર વિચારમાં પડી અને એણે રિપોર્ટને અભેરાઈએ ચડાવ્યો તથા રાજ્યોને પછાત વર્ગની સેવા માટે યોજના કરવાનો આદેશ આપ્યો.

આજે પછાત વર્ગનું જીવનધોરણ ઊંચું લાવવા માટે પ્રયત્નો થઈ રહ્યા છે. પણ જમીન વધતી નથી અને જનસંખ્યા વધે છે એ કોયડો છે. ગ્રામોદ્યોગોથી જીવનધોરણ ઊંચું નહીં

આવે માટે બીજા ઉદ્યોગો સાથે ચાલવા જોઈએ એવી નીતિ ઠરાવવાથી ગ્રામોદ્યોગની ગતિ પણ મંદ પડી ગઈ છે. આ કોયડાનો ઉપાય સૂઝ્યો છે એમ ન કહેવાય.

પછાત કોમો આગળ આવે એમ તો બધા જ ઇચ્છે છે. પણ "આગળ" એટલે બીજાઓની હોડમાં કે? એમ હોય તો આ લોકો ચોંકી જશે. જે શિક્ષણથી બેકારી વધે છે તે જ શિક્ષણ માટે એમને સ્કોલરશિપ આપવી અને પછી એ નોકરી માંગતા આવે તો કોયડો અઘરો પડી જાય.

ત્યારે ભૂતદયાથી પ્રેરાઈને આદિવાસીઓનું જીવનધોરણ ઊંચું આવવું જોઈએ એમ માનનારા સેવકોનો ઉપકાર લાગે છે. ઠક્કરબાપા પંચમહાલમાં તેમ જ ભારતભરમાં જ્યાં જ્યાં આદિવાસી વસતી હતી ત્યાં ત્યાં કરુણાવશ ફરી આવ્યા અને સેવાકાર્ય માટે મોટી પ્રેરણા આપી એમને સેવાકાર્ય માટે મહાત્મા ગાંધી અને મહાત્મા ગોખલે પાસેથી પ્રેરણા મળી હતી. એ બે મહાપુરુષોનાં જીવનનો મોટો ભાગ આમ તો રાજકારણમાં જ વીત્યો, છતાં એમનું જીવન-માનસ સેવાપરાયણ હતું એને કારણે સેવકોની એક જમાત ઊભી થઈ.

આમ તો આપણા દેશમાં ભક્તિમાર્ગ પુરાણો જ છે પણ એ મોટે ભાગે ધ્યાન-પરાયણ હતો અને તેથી કાલ્પનિક વાતાવરણમાં કામ કરતો હતો. આમ છતાં એમાં જે પ્રેમ, ધ્યાન, એકાગ્રતાના ગુણો હતા તે સેવા માટે અમૂલ્ય ગુણો હતા. અને એ ભક્તો સેવા નહોતા કરતા તેમાં ચાતુર્વર્ણ્યમાં જે સેવાની યોજના સમાયેલી છે તે કારણભૂત હતી પણ ચાતુર્વર્ણ્ય હોવા છતાં સેવા તે કાળે નહોતી થતી. ભક્તિમાર્ગના વ્યાપ બહાર એ વસ્તુ રહી. આમ છતાં એ

તે દ્વારા સેવા કરવાનો વિચાર નહોતો; ગાંધીજીએ એ દાખલ કર્યો. આમ પણ આપણા વિચારમાં અદ્વૈત, ધ્યાન, પ્રેમ હતાં જ. તેમાં સેવા અને ઉત્પાદનનો વિચાર દાખલ થતાં હવે આપણો સેવા-વિચાર લગભગ પરિપૂર્ણ થઈ ગયો છે.

આદિવાસીઓને આપણે પછાત-પછાત કહ્યા કરીએ અને એ લોકો પોતાને પછાત પણ માને, તો એ ઊભા શી રીતે થઈ શકે? જેમ બીજાઓમાં આદિવાસીઓની અને હરિજનોની સેવા કરવાની વૃત્તિ જાગ્રત થઈ, તેમ હવે આદિવાસી અને હરિજનોમાં આત્મજ્ઞાન (આત્મ-શક્તિનું ભાન) પેદા થવાની જરૂર છે.

પછાત શું? ને આગળ શું? સંતોષની માત્રા સમાન થઈ જાય છે ત્યારે સમાનતા જ થઈ જાય છે. મને ખાદી વાપરવામાં સંતોષ હોય અને બીજાને બીજું કાપડ વાપરવામાં સંતોષ હોય તો સંતોષની ભૂમિકા સમાન થઈ જાય છે.

જે સેવકો છે તે મહાન છે અને આદિવાસીઓ દીન-હીન છે; આદિવાસીઓ સેવકોની પાસે પોતાનાં દુઃખો રડે અને સેવકો એમને સરકારમાંથી કે ક્યાંયથી મદદ લાવી આપે-એ ભાવના એમણે ત્યાગવી જોઈશે.

આદિવાસીઓનો તો વૈદિક ધર્મ છે. એ લોકો પ્રકૃતિના ઉપાસક છે. સૂર્ય, ચંદ્ર, પર્જન્ય, હવા, વગેરેના પૂજક છે. ખેડુત અને મજૂર તરીકે એ કુદરત સાથે એકરૂપ થાય છે. અમે આવા ધર્મવાન છીએ એવું ભાન એમને થવું જોઈએ. એટલે એમને સિદ્ધિની જરૂર નથી, શુદ્ધિની જરૂર છે. સિદ્ધિ

મધ્યયુગી સંતોની મૂડી જેવાં વચનોમાંથી આજે પણ ખૂબ પ્રેરણા મળી રહે છે નરસિંહ મહેતાનુ પદ છે :–

ગવાય તો ગોવિંદ ગાજો રે,
પવાય તો પાઈને પીજો રે.

આ શું છે? સેવાનો જ માર્ગ છે પણ એકંદરે આપણા મધ્યયુગી સંતો ધ્યાનપરાયણ ભક્તિમાં મસ્ત રહ્યા. ખ્રિસ્તીઓમાં સેવાનું તત્ત્વ હતુ ખ્રિસ્તીઓ દુનિયાભરમાં ફેલાયા અને જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં યા તો તલવાર, યા–તો ત્રાજવુ, યા તો સેવાપરાયણતા અને ધર્મપરિવર્તન લઈને ગયા.

તલવારની વાત ઝાઝી ન ચાલી. એમાંથી શસ્ત્રોના ગંજ ખડકાયા અને અંદર અંદર મત્સર વધી પડયો. ત્રાજવાવાળી વાતમાંથી સ્પર્ધા વધી પડી અને એ રસ્તો પણ ખતરનાક સાબિત થયો. સેવાપરાયણતા સાથેનું ધર્મપરિવર્તન પણ હવે દિવસે દિવસે ખતરનાક સાબિત થતું જાય છે.

પણ જ્યાં આપણે નહોતા પહોંચ્યા ત્યાં ખ્રિસ્તી મીશનરીઓ પહોંચી ગયા છે. હું હમણાં અકાળી મહાલમાં ગયો હતો આપણા સેવકો તો હજી હમણાં ત્યાં પહોંચ્યા પણ એ લોકો તો ત્યાં ચાલીસ વર્ષથી ગયા છે.

એમનામાં જે સેવાની વૃત્તિ હતી તે ખૂબ જરૂરી હતી. આપણે ત્યાં ગાંધીજીએ એ દાખલ કરી. આમ તો એનો આરંભ રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનંદે કર્યો. પણ એમના વિચારમાં ઉત્પાદન વધારીને લોકોનું જીવન ધોરણ ઊંચું લાવીને

તે દ્વારા સેવા કરવાનો વિચાર નહોતો; ગાંધીજીએ એ દાખલ કર્યો. આમ પણ આપણા વિચારમાં અદ્વૈત, ધ્યાન, પ્રેમ હતાં જ. તેમાં સેવા અને ઉત્પાદનનો વિચાર દાખલ થતાં હવે આપણો સેવા-વિચાર લગભગ પરિપૂર્ણ થઈ ગયો છે.

આદિવાસીઓને આપણે પછાત-પછાત કહ્યા કરીએ અને એ લોકો પોતાને પછાત પણ માને, તો એ ઊભા શી રીતે થઈ શકે ? જેમ બીજાઓમાં આદિવાસીઓની અને હરિજનોની સેવા કરવાની વૃત્તિ જાગ્રત થઈ, તેમ હવે આદિવાસી અને હરિજનોમાં આત્મજ્ઞાન (આત્મશક્તિનું ભાન) પેદા થવાની જરૂર છે.

પછાત શું ? ને આગળ શું ? સંતોષની માત્રા સમાન થઈ જાય છે ત્યારે સમાનતા જ થઈ જાય છે. મને ખાદી વાપરવામાં સંતોષ હોય અને બીજાને બીજું કાપડ વાપરવામાં સંતોષ હોય તો સંતોષની ભૂમિકા સમાન થઈ જાય છે.

જે સેવકો છે તે મહાન છે અને આદિવાસીઓ દીન-હીન છે; આદિવાસીઓ સેવકોની પાસે પોતાનાં દુઃખો રડે અને સેવકો એમને સરકારમાંથી કે ક્યાંયથી મદદ લાવી આપે-એ ભાવના એમણે ત્યાગવી જોઈશે.

આદિવાસીઓનો તો વૈદિક ધર્મ છે. એ લોકો પ્રકૃતિના ઉપાસક છે. સૂર્ય, ચંદ્ર, પર્જન્ય, હવા, વગેરેના પૂજક છે. ખેડુત અને મજૂર તરીકે એ કુદરત સાથે એકરૂપ થાય છે. અમે આવા ધર્મવાન છીએ એવું ભાન એમને થવું જોઈએ. એટલે એમને સિદ્ધિની જરૂર નથી, શુદ્ધિની જરૂર છે. સિદ્ધિ

એટલે ઊંચું જીવનધોરણ અને શુદ્ધિ એટલે દારૂ વગેરે વ્યસનોમાંથી મુક્તિ.

એટલે એમનામાં એવી નિષ્ઠા જાગવી જોઈએ કે અમે સાક્ષાત સેવકો છીએ; અમે ખેતરમાં કામ કરીને પસીનો વહાવીએ છીએ; સૂર્યના પ્રકાશને સીધા આલિંગન દઈએ છીએ, વરસાદ, હવા વગેરેને જીવનનાં અંગ માનીએ છીએ; અને આમ સીધા કુદરતના સંપર્કમાં આવીએ છીએ—આવી ભાવના મેળવી જોઈએ

આ રીતે આદિવાસીઓ જાગે તો એ પોતાનો ઉદ્ધાર કરી શકે; બીજા ઉપકાર કરી શકે. ઉપકાર એટલે અલ્પ મદદ. અમે અમારો ઉદ્ધાર જાતે કરીશું, એવું ભાન એમનામાં જાગ્રત થવું જોઈએ અને જે લોકો એમની સેવા કરી રહ્યા છે તેમણે પણ એ જોવું જોઈએ કે, એમનામાં આત્મશક્તિનું ભાન શી રીતે જાગ્રત થાય?

ઝોઝ (તા. છોટા ઉદેપુર),

તા. ૧૮-૧૦-'૫૮

## આજનો રણછોડ

### આવતી કાલનો રણજીત બનશે

**મને** શાંતિ સેના અને અહિંસા માટે સો ટકા સંમતિ મળવી જોઈએ. બીજા પક્ષોને જેમ થોડાઘણા મતથી ચાલે છે પણ સર્વોદયને સો ટકા મતદાન જોઈશે. એક પણ ઘર જો સર્વોદયપાત્ર વગરનું હશે તો આપણું કામ પૂરું થયું નથી એમ સમજવું જોઈએ. પચાસ ટકા માણસો ભેગા થાય તો એમની શક્તિ એક ટકા કરતાં પચાસ ગણી થાય. પણ જ્યારે સો ટકા એકત્ર થાય ત્યારે સો ગણી નહીં પણ સહસ્ર ગણી થાય. માટે સર્વેએ મતદાન આપવું જોઈએ. એમ થશે તો નારાયણી શક્તિ પ્રગટ થશે.

જે કામમાં સો ટકા લોકો ભળે તેમાં કોઈ લઘુમતિ કે બહુમતિ રહેતી નથી, કોઈ જબરું કે નબળું રહેતું નથી; તેથી કોઈને અહંકાર કરવા કારણ રહેતું નથી બધા જ સરખા થઈ ગયા. બધાના ઘરમાં સર્વોદયપાત્ર મુકાય ત્યાં અહંકાર શી રીતે થઈ શકે? એટલે જે કામમાં સર્વે ભળે તેમાંથી અહંકાર નિવૃત્તિ લે છે; તેથી તેમાં નારાયણ પ્રગટે છે. ગાંધીજીએ બધાને ભેગા કરવા ખુબ પ્રયત્ન કર્યો પણ હિંદુસભાવાળા, મુસ્લિમ લીગવાળા વગેરે એમનાથી છૂટા પડ્યા અને પરિણામે સ્વરાજ્ય પ્રાપ્તિ સાથે મોટી હિંસા પ્રગટ થઈ. એનું કારણ એમા નારાયણી-શક્તિ પ્રગટ ન થઈ

આજે પણ આપણને દુઃખ છે. દેશમાં અનેક પક્ષો પડી ગયા છે. અને કલેશો અને કંકાસો થાય છે કારણ કે આપણે આપણા આંદોલનમાં ઘણાને ભેગા કરી શકયા હતા પણ બધાને નહોતા ભેગા કરી શકયા બધાને ભેગા કરવાનું કામ તો કૃષ્ણ ભગવાન કરી શક્યા હતા એમણે આબાળવૃદ્ધ સૌને ગોવર્ધન પર્વત ઉપાડવામાં પ્રેરણા આપી અને જ્યારે બધાએ પોતાને જે મળ્યું તે લઈ પર્વત ઉપાડવા પ્રયત્ન કર્યો ત્યારે ભગવાને પોતાની કરાંગુલી લગાડી પર્વત ઉપાડયો આમ બધા ભેગા થાય છે ત્યારે જ નારાયણી-શક્તિ પ્રગટ થાય છે.

લોકો મને પૂછે છે કે તમે ભૂદાન-ગ્રામદાનની વાત તેમ જ માલિકી દૂર કરવાની વાત કરતા હતા ત્યાંથી છેક નીચે ઊતરીને એક મુઠી અનાજથી સંતોષ માનવા લાગ્યા. આ વાત બીજાને સમજાવવાની અઘરી પડે પરંતુ ગુજરાતને સમજાવવી અઘરી પડે તેમ નથી

હું રણછોડ થઈ ગયો છું. રણ છોડવામાં પણ ક્યારેક અક્કલ અને બુદ્ધિ હોય છે. પેલો કૃષ્ણ મથુરાથી રણ છોડીને દ્વારિકા ભાગી આવ્યો હતો તેમાં અક્કલ હતી આપણે 'રણજીત' તો સાંભળીએ છીએ પરંતુ દેશના આ ભાગમાં રણછોડની સ્તુતિ થાય છે તેમ હું પણ ભૂદાન-ગ્રામદાન વગેરેમાંથી રણછોડ થઈને—રણછોડીને સર્વોદય પાત્રની દ્વારિકામાં આવી પહોંચ્યો છું.

ભલે-ઘેર ઘેર સર્વોદયપાત્ર થશે અને શાંતિસેનાની સ્થાપના થશે અને એ શાંતિસેના આજના સંપત્તિવાનો તેમ જ ભૂમિમાલિકોનું આપત્તિના પ્રસંગોમાં રક્ષણ કરી પોતાના પ્રેમ વિશે એમને નિશ્ચિંત કરી શકશે, ત્યાર પછી રણછોડનું રણજીત થશે અને બધા ગામોનાં ગ્રામદાન થશે.

**સાંઢાસાલ,**

૨૮ ૧ ૫૫

# આત્મજ્ઞાન, વિજ્ઞાન ને સાહિત્યની ત્રિવેણી

જીવનમાં ત્રણ શક્તિઓ કામ કરે છે અને એ ત્રણેય શક્તિઓની અસર આખા સમાજ પર પડે છે. પ્રાચીન કાળથી આજ સુધી સમાજમાં જે ફેરફાર થયા અને લોકોનું જીવન નવું નવું રૂપ લેતું ગયું તેનું શ્રેય અથવા તેની જવાબદારી અથવા એનું કારણ રાજકારણી પુરુષો નથી અથવા યોદ્ધાઓ નથી, પરંતુ તેનું કારણ વૈજ્ઞાનિકો આત્મજ્ઞાનીઓ અને સાહિત્યકારો છે. આ ત્રણ શક્તિઓ દુનિયામાં બહુ સમર્થ શક્તિઓ સાબિત થઈ છે અને લોકમાનસ પર, લોકજીવન પર આ ત્રણે શક્તિઓની અસર થાય છે. અને તમે જુઓ છો કે આજે વિજ્ઞાનને લીધે જીવનમાં કેટલા બધા ફેરફાર થયા છે! આ લાઉડસ્પીકર જ્યારે ન હતું ત્યારે લાખ-બેલાખની સભા નહોતી થઈ શકતી. ધાટા પાડીને બોલી શકે તેવાઓનું કંઈક કામ થતું. પરંતુ હવે તો બે લાખ, પાંચ લાખ, દસ લાખની પણ સભા થઈ શકે છે.

આવી રીતનાં ઘણાં દૃષ્ટાંતો છે. આપણે સમજી શકીએ છીએ કે પાંચ હજાર વર્ષ પહેલાંના જીવનનું જે સ્વરૂપ હતું તે પાંચસો સાલ પહેલાં ન હતું, અને પાંચસો સાલ પહેલાં જે જીવન હતું તેમાં ઘણો ફરક સો વર્ષમાં પડી ગયો અને સો વર્ષમાં કદીયે જોયો નહોતો તેવો ફરક આ દસ વર્ષમા પડી ગયો. આપણે જોઈએ છીએ કે અત્યારે માણસના જ્ઞાનની આકાંક્ષા પૃથ્વીના જ્ઞાનથી સીમિત નથી; એ ચંદ્ર ઉપર જવા માગે છે અને ત્યાંની માહિતી મેળવવા ઇચ્છે છે. આગળ જતાં એ ચંદ્ર પર વસવાટ કરવાની ઇચ્છા સેવશે. આ બધું દસ વર્ષ પહેલાં કોઈએ માન્યું ન હતું દસ વર્ષ પહેલાં આની કલ્પના પણ નહોતી થઈ શકતી. દસ વર્ષમાં આટલો બધો ફરક પડી ગયો. જ્યારે

આવાં નવાં નવાં સાધનો આવી જાય છે ત્યારે પુરાણાં, જીર્ણ, જર્જરિત સાધનો ટકી નથી શકતાં. માટે જે લોકો નાહક આગ્રહ રાખે છે કે અમે તો પુરાણાં સાધનોને પકડી રાખીશું એ લોકો માર ખાવાના; પણ નવા જમાનાને અનુસરીને જે લોકો તેમને અપનાવવાની હિંમત કરશે અને છતાંયે આપણી જીવનપદ્ધતિ, આપણી આધ્યાત્મિકતા જાળવવાની હિંમત કરશે, તેઓ જ ટકશે. બાકી ઘણા માને છે કે નવી સંસ્કૃતિમાં પુરાણી સંસ્કૃતિ નહિ ટકી શકે, ધર્મનીતિ નહિ ટકી શકે, આત્મજ્ઞાન નહિ ટકી શકે, તો તેમણે આ ત્રણેયનું નામ છોડી દેવું જોઈએ અને સમજવું જોઈએ કે વિજ્ઞાનના વિરોધમાં એ ત્રણે વસ્તુ ટકવાની નથી. એ ત્રણે જો ટકવાની હોય તો તે વિજ્ઞાન સાથે જ ટકી શકે એમ હોવું જોઈએ, અને એમ હોય જ છે એ સમજવાની અક્કલ હોવી જોઈએ.

વિજ્ઞાનની કાયાપલટ પણ થતી રહે છે અને જીવનનું પુરાણું સ્વરૂપ પણ બદલાતું રહે છે. તેની આગળ પાંચ હજાર વર્ષનું તો ન જ ચાલે, પણ દસ વર્ષનુ પણ ન ચાલે. જીવનમાં આટલો બધો ફરક કરવાની શક્તિ વિજ્ઞાનમાં છે હા, ઓજારોનો ઉપયોગ કરનારા શર અને રાજકારણી પુરુષોનું થોડું ચાલે છે, પણ આખા સમાજ પર અસર પાડવાની શક્તિ રાજકારણીઓમા નથી અકબર અને બાબર જેવા ઘણા થઈ ગયા, એટલે કે થયા અને ગયા. એ બધા થઈ ચૂક્યા, એટલે કે થયા અને ચૂક્યા. તે તમામનુ કંઈ રહ્યું નહિ પરંતુ વૈજ્ઞાનિકોની અસર કાયમ રહેશે બીજી આત્મજ્ઞાનીઓની અસર દુનિયા પર પહેલા હતી અને આજે છે. ગૌતમ બુદ્ધ જેવા કરુણાર્થી માણસ આવે અને દુનિયા ઉપર અસર પાડે અને આજના જમાનામાં રામકૃષ્ણ પરમહંસ જેવી વ્યક્તિ આવે અને સમાજ પર અસર પાડે, ગાંધીજી જેવી વ્યક્તિ આવે અને અસર પાડે; અને આગળ જતાં તો કરુણાથી ભરેલા આત્મજ્ઞાનીઓ આવે તો તેની અસર સમાજ ટાળી

ન શકે, કારણ આત્મજ્ઞાન દિશા બતાવે છે. દિશા સૂચવનાર આત્મજ્ઞાન છે અને વેગ, ગતિ, ઝડપ સૂચવનાર વિજ્ઞાન છે. મોટરને દસ માઈલ કે વીસ માઈલ કે ચાલીસ માઈલ કે પચાસ માઈલની ઝડપથી ચલાવવા માટે એક યંત્ર હોય છે; તેનાથી ઝડપ વધારી-ઘટાડી શકાય. પણ મોટરમાં બીજું પણ એક યંત્ર હોય છે, જેથી કરીને દિશા બતાવી શકાય છે કે વડોદરા જવું હોય તો આ દિશામાં જાઓ અને ગોધરા જવું હોય તો આ દિશામાં જાઓ અને અમદાવાદ જવું હોય તો આ દિશામાં જાઓ.

તો આવી રીતે કઈ દિશામાં મોટરને લઈ જવી એને માટે એક યંત્ર નિયંત્રણ કરનારૂં હોય છે અને બીજું કેટલી ઝડપથી એને લઈ જવી છે તે બતાવનારૂં યંત્ર હોય છે. આમ મોટરમાં જેવી રીતે બે પ્રકારનાં યંત્રો હોય છે, તેવી રીતે ઝડપવાળું યંત્ર એ વિજ્ઞાન છે અને દિશાસૂચક યંત્ર આત્મજ્ઞાન છે. આત્મજ્ઞાન નિર્ણય કરશે કે વિજ્ઞાન શી રીતે ઉપયોગી થાય, કારણ વિજ્ઞાન એ એવી વસ્તુ નથી કે જે પોતાનો ઉપયોગ બતાવી શકે અગ્નિ એમ ન બતાવી શકે કે એનો ઉપયોગ કેવી રીતે કરવો ? એનો ઉપયોગ આગ લગાડવામાં કે રસોઈ કરવામાં કરવો તેનો નિર્ણય માણસનું આત્મજ્ઞાન જ કરશે. અગ્નિ એ વૈજ્ઞાનિક શક્તિ છે, વરાળ એ વૈજ્ઞાનિક શક્તિ છે, વીજળી એ વૈજ્ઞાનિક શક્તિ છે. હવે આણ્વિક શક્તિ એ વૈજ્ઞાનિક શક્તિ છે. એ વૈજ્ઞાનિક શક્તિનો ઉપયોગ સર્જક અને વિનાશક ઉત્પાદન કરવામાં પણ થાય, સમાજસ્થિતિ સુધારવામાં પણ થાય, કરુણાના કાર્યમા પણ થાય અને ક્રૂરતાના કાર્યમાં પણ થાય, વિકેન્દ્રિત અને કેન્દ્રિત યોજનામાં પણ થાય વિકેન્દ્રિત કે કેન્દ્રિત યોજનાનો સંબંધ વિજ્ઞાન સાથે કાયમ જોડાયેલો નથી. એને તો જે દિશા આપો તે દિશામાં એ કામ કરે છે. કઈ દિશા લેવી તેનો નિર્ણય આત્મજ્ઞાન કરે છે. એટલા માટે આત્મજ્ઞાનની શક્તિ કાયમ રહે છે. પહેલાં એ કાયમ હતી અને આગળ ઉપર પણ કાયમ રહેશે.

ત્રીજી શક્તિ છે સાહિત્યશક્તિ. માણસના જીવનમાં જે મૂળભૂત મન કામ કરી રહ્યું છે તે મનની સાથે સંબંધ રાખનાર, મનની ભાવના, કામના, વાસનાઓનો અને વિચારોનો નિચોડ માણસ આગળ મૂકનાર તે સાહિત્યકાર કહેવાય વાલ્મીકિ અને તુલસી રામાયણ જેવા ગ્રન્થો આખા સમાજના મનને સંસ્કારી શકે. મનને સંસ્કાર આપવાનું કામ આત્મજ્ઞાન નથી કરતું આ તો મેં આત્માની શક્તિનું લક્ષણ બતાવ્યું. આત્માની શક્તિનું જ્ઞાન આત્મજ્ઞાન કરાવે છે અને અનાત્માની શક્તિનું જ્ઞાન વિજ્ઞાન કરાવે છે, પણ એ બંનેનો મેળ જીવનમાં સાધીને મનુષ્યના મનનું સમાધાન શી રીતે કરવું તેનો વિચાર સાહિત્યકાર આપે છે કાલિદાસ જેવા, રવીન્દ્રનાથ ટાગોર જેવા, વાલ્મીકિ જેવા, શંકરાચાર્ય જેવા, વિક્ટર હ્યુગો અને ટૉલ્સ્ટૉય જેવા વાઙ્ગમય વીરો – આ બધા સાહિત્યકારો કથાઓ અને નવલકથાઓ લખીને વિજ્ઞાન અને આત્માનો સુમેળ શી રીતે જીવનમાં સધાય, માણસના મનનું શી રીતે સમાધાન થાય તે બતાવે છે. જીવનમાં જે સહિત ચાલે છે, સાથે ચાલે છે તે સાહિત્ય છે આત્મજ્ઞાન અને વિજ્ઞાનની સહિત જે ચાલે છે તે સાહિત્ય છે અને એ બંને શક્તિઓનો મેળ સાહિત્ય સાધે છે. આવી રીતે આ ત્રીજી શક્તિ દુનિયાનાં કાયમ માટે કામ કરે છે.

આજનો જમાનો વિજ્ઞાનનો જમાનો ગણાયો છે તેથી કાંઈ પ્રાચીન કાળમાં વિજ્ઞાન ન હતું એમ નહિ, પણ આજે એ ઝડપથી આગળ વધી રહ્યું છે, એટલા માટે એ વિજ્ઞાન–યુગ મનાય છે. પુરાણો જમાનો આત્મજ્ઞાનનો મનાયો તેથી કંઈ અત્યારે આત્મજ્ઞાન નથી એમ નહિ, પણ પુરાણા જમાનામાં વિજ્ઞાન ઓછું હતું અને આત્મજ્ઞાન વધારે હતું એટલા માટે એ આત્મજ્ઞાનનો જમાનો કહેવાયો. અત્યારે વિજ્ઞાન ઘણું આગળ વધી રહ્યું છે અને હજી ઘણું આગળ વધશે, અને તેથી આત્મજ્ઞાન પણ વધશે. પહેલાંના કરતાં આજના વૈજ્ઞાનિકો પણ

આગળ ગયેલા હશે. એવી જ રીતે પુરાણા વશિષ્ઠ કરતાં આજના રામકૃષ્ણ પરમહંસ અવશ્ય આગળ વધેલા હોય; એવી જ રીતે પુરાણા જમાના કરતાં આજના આત્મજ્ઞાનીઓ અવશ્ય આગળ વધેલા હોય. હું એ નિશ્ચિત રીતે કહી શકું છું કે ભાવિ સાહિત્યિક ઘણો આગળ જવાનો છે, તે બહુ વધારે શક્તિશાળી નીવડવાનો છે વાલ્મીકિ, રવીન્દ્રનાથ ટાગોર, વિક્ટર હ્યુગો કે મિલ્ટન જેવા માણસોની શક્તિ તો આપણને વારસામાં મળી ગઈ. તે ઉપરાંત વધારે શક્તિ હશે, એટલે આગળ જતાં વિજ્ઞાનના જમાનામાં સાહિત્ય ખૂબ ફૂલશે અને ફાલશે.

ઘણા કહે છે કે વિજ્ઞાનના જમાનામાં સાહિત્ય સાવ ઓછું થઈ જવાનું, અને વાલ્મીકિનું રામાયણ તો હવે થઈ જ ન શકે. તો હું એમને કહેવા માગું છું કે આગળના જમાનામાં વાલ્મીકિના રામાયણને પૂછે પણ નહિ એવી કૃતિ થવાની છે, અને એની રાહ પેલો વાલ્મીકિ જોઈ રહ્યો છે જો એના રામાયણનો લોપ ન થાય તો વાલ્મીકિને આનંદ ન જ થાય. જ્યાં સુધી રામાયણને પણ ભુલાવનારું અને રામાયણ કરતાંયે ઉત્તમ કળાનું દર્શન કરાવનારું સાહિત્ય ન નીકળે ત્યાં સુધી વાલ્મીકિને સમાધાન નહિ થાય. કોઈ પણ બાપને ત્યાંસુધી સમાધાન ન થાય જ્યાં સુધી એનો દીકરો એના કરતાં સવાયો ન નીકળ્યો હોય પોતાની ઘણી યોગ્યતા છે માટે માણસને સમાધાન મળે છે એવું નથી હોતું. બાપને લાગે છે કે મારો છોકરો આગળ વધ્યો કે નહિ? જો છોકરો એની સાથે રહે તોયે એને સમાધાન ન થાય, તો પાછળ રહે તો તો સમાધાન થાય જ ક્યાંથી? માબાપ કરતાં છોકરાઓ વધુ શક્તિશાળી નીકળે તો જ એમને આનંદ થાય. તો તેવી રીતે હજી સુધી પણ વાલ્મીકિને સંતોષ નથી થયો. એમને સંતોષ થાય એની તૈયારી ચાલી રહી છે. વિજ્ઞાનના જમાનામાં આત્મજ્ઞાન, વિજ્ઞાન અને સાહિત્ય ખૂબ ખીલશે, ફૂલશે અને ફાલશે

[તા. ૨૬મી ઓક્ટોબરે સાંઢાસાલ ખાતે મળેલા વડોદરા જિલ્લા શિક્ષક-સમ્મેલનમાં પૂ. વિનોબાજીએ આપેલું મનનીય પ્રવચન.—સં.

# શિક્ષક : ક્રાંતિનો અગ્રદૂત

શિક્ષકોએ વિજ્ઞાનશક્તિ આત્મજ્ઞાનશક્તિ અને સાહિત્યશક્તિ એ ત્રણેયનો ઉત્તમ અભ્યાસ કરવો જોઈએ અને એ ત્રણેયનો યોગ સાધવાનુ કામ કરવું જોઈએ એ કામ શિક્ષકોનુ છે હવે આ જે ત્રણ શક્તિઓ છે એના મૂળમાં શું રહેલું છે તે હુ તમારી સમક્ષ મૂકીને મારું આજનુ કહેવાનુ સમાપ્ત કરીશ.

આ મેં જે ત્રણ શક્તિઓ કહી તેના મૂળમાં બીજી ત્રણ મહાન શક્તિઓ રહેલી છે. વિજ્ઞાનશક્તિનો સબંધ સત્ સાથે હોય છે. આપણું શરીર અને આખી સૃષ્ટિ એમાં આવી જાય છે. જે દૃશ્ય રૂપે આપણી સમક્ષ વિરાજમાન છે, જેમાં પિંડ અને બ્રહ્માંડ મળી ગયાં છે તે સત્ સૃષ્ટિમાં છે. એ સત્ તત્ત્વની છણાવટ કરાવીને એનો તાગ મેળવવો એ પ્રયત્ન વિજ્ઞાનનો છે માટે વિજ્ઞાન જ્યારે કોક વાર સંહારક શક્તિની શોધ કરી પાડે છે ત્યારે એની સામે કોઈએ ફરિયાદ ન કરવી જોઈએ. એ તો એમ જ થશે નાનકડો છોકરો જ્યારે સત્ તત્ત્વની ખોજમાં પડે છે, એના હાથમાં જ્યારે ઘડિયાળ આવે છે ત્યારે એ હાથમાં ઘડિયાળ લેશે, આમતેમ જોશે, અને પછી એને નીચે ફેંકશે. એમાં એની સહાર કરવાની કે ઉત્પાતિયું કામ કરવાની વૃત્તિ નથી; એની વૃત્તિ જ્ઞાન મેળવવાની છે કે આ ઘડિયાળ કેટલું હલકું છે. એ ફેંકી શકાય કે નહિ, એને ફેંકીએ તો શું પરિણામ આવે, એ ફૂટશે કે નહિ ? આ બધા પ્રશ્નોનુ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે છોકરો ઘડિયાળ ફેંકે છે. તો એ આપણને પરવડે નહિ અને આપણે એને રોકીએ એ જુદી વાત. બાકી છોકરો તો ખેલ કરવા માગે છે. તે

ઘડિયાળને નાશ કરવા નથી માગતો તે સમજવા જેવું છે. ફેંકવું, તોડવું વગેરે વસ્તુનું વિશ્લેષણ કરવું એને માટે યંત્રો તો નીકળ્યાં છે અને એ યંત્રોથી વિશ્લેષણ થાય છે પણ ખરું, પરંતુ પેલા છોકરા પાસે એવાં યંત્રો છે નહિ એટલા માટે એ ભાંગફોડ કરે છે. પરંતુ એ ભાંગફોડ નથી એ તો પૃથક્કરણ કરે છે. એને માટે પૃથક્કરણ એ સંસ્કૃત શબ્દ સારો છે.

તો પૃથક્કરણ કરીને ગુણોનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન, ઇન્દ્રિય રૂપી સાધનોને ઉપયોગ કરીને થાય છે. પરંતુ એ કરણવાદી છે, ઉપકરણવાદી નથી એટલે કાન, નાક એ બધી ઇન્દ્રિયોનો ઉપયોગ કરે છે. જ્યારે બીજા વૈજ્ઞાનિકો ઉપકરણવાદી છે એટલે એ દૂરબીન વિગેરેનો ઉપયોગ કરે છે. બીજા જુદાં જુદાં ઉપકરણો છોકરા માટે ઉપલબ્ધ નથી એટલે એની પાસે જે સાધનો ઉપલબ્ધ છે તેનો ઉપયોગ કરે છે. નાનકડો છોકરો મોઢામાં પથરા નાખે છે એ શા માટે નાખે છે? શું એ મૂરખ છે કે? એ મૂરખ નથી, એ તો વૈજ્ઞાનિક છે. પથરામાં સ્વાદ છે કે નહિ એ તે જોવા માગે છે. કેટલીક વખતે એ કોઈ બીજાના માથા ઉપર પથરા પણ ફેંકે છે; તો એ જોવા માગે છે કે એ પથ્થર વાગે છે કે નહિ, પથ્થરની કંઈ અસર થાય છે કે નહિ; અને કેટલીક વાર પથ્થર નાકમાં પણ ખોસે છે, તો એ જોવા માટે કે એને કંઈ સુગંધ છે કે નહિ? તો આ પ્રમાણે એ બાળક ઇન્દ્રિયોની લીલા કરે છે. પેલી હરિલીલા હોય છે ને! ભાગવતમાં શુકદેવે શ્રીકૃષ્ણની હરિલીલાનું વર્ણન કર્યું છે શુકદેવના મુખે એ હરિલીલાનુ ખૂબ વર્ણન આવે છે. તો એ કૃષ્ણલીલા શું હતી? એ કૃષ્ણલીલા જ્ઞાનપ્રાપ્તિની કોશિશ માત્ર હતી, પ્રયત્ન માત્ર હતો સતતત્વની છણાવટ એટલે કે પૃથક્કરણ એટલે કે વિજ્ઞાન અને આત્મજ્ઞાન એટલે ચિત તત્ત્વ સાથે સંબંધ પેલુ છે ને!—

"ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે."

આ ચિત્ત શું છે? કઈ રીતે એ ચૈતન્યનો વિલાસ થાય છે? તો ચૈતન્યની ખોજ કરવા માગે છે એટલે પ્રયોગકાર પ્રયોગશાળામાં જાય છે અને ત્યાં બીજી બધી વસ્તુઓ ઉપર પ્રયોગ કરે છે, પણ પોતાના ઉપર એ પ્રયોગ નથી કરતો. પોતે પ્રયોગકાર છે પણ એ પોતે કોણ છે તેનો તે વિચાર નથી કરી શકતો. આખી સૃષ્ટિનું એ નિરીક્ષણ કરી શકે છે, પણ પોતાનું નિરીક્ષણ નથી કરી શકતો. ઉપનિષદમાં યાજ્ઞવલ્ક્ય સવાલ પૂછે છે :

આખી સૃષ્ટિને જાણનારો, આખી સૃષ્ટિનું જ્ઞાન પ્રાપ્ત કરનારો, વિજ્ઞાતાનો પણ વિજ્ઞાતા કોણ છે? પોતાને જાણનારો અને આખી સૃષ્ટિને પણ જાણનારો કોણ છે? મારી આંખ બધું જુએ છે, પણ મારી આંખ મારી આંખને ક્યાં જુએ છે? સામે અરીસો મૂકેલો હોય તો તે જોઈ શકે પણ આખી સૃષ્ટિને જોનારાઓ પોતાને જોવા સમર્થ નથી, તેવી રીતે આગળ આખી સૃષ્ટિનુ જ્ઞાન મેળવે છે પણ પોતાની સૃષ્ટિનું જ્ઞાન પ્રાપ્ત નથી કરી શકતો. એટલા માટે એ ગૂંગળાય છે. એનો સર્વત્ર શક્તિસંચાર થાય છે પણ પોતાનામા શક્તિસંચાર થતો નથી એટલે એ ગૂંચવાય છે, તેથી તેનું ગાડું અટકી જાય છે. વૈજ્ઞાનિકોનો સંચાર આખી સૃષ્ટિમાં છે, પણ પોતાનામાં નથી. એટલે ત્યાંથી આગળ ચાલવાનુ કામ આત્મજ્ઞાનનું છે. આત્મજ્ઞાન પોતાની અંદર પ્રવેશ કરે છે, ડોકિયું કરે છે, અને ચૈતન્ય શું છે તે જાણવાનો, તેનો નિર્ણય કરવાનો પ્રયત્ન આત્મજ્ઞાન, વેદાંત, અને તત્ત્વજ્ઞાનમાં થાય છે એ નિર્ણય જ્યારે થાય છે ત્યારે આખી સૃષ્ટિનો ઉપયોગ શી રીતે કરવો તે રીત હાથમાં આવે છે. જેમ મોજો આવે તો શેક કરીને સોજો ઉતારવા માટે પણ અગ્નિનો ઉપયોગ થઈ શકે છે અગ્નિથી સોજો પણ ઉતરી શકે અને અગ્નિથી દઝાવાય પણ ખરું. તો અગ્નિનો શી રીતે વપરાશ કરવો તેનુ દિગ્દર્શન આત્મજ્ઞાન વિના થઈ શકે નહિ

અત્યારે વિજ્ઞાન વધ્યું છે તેમાં કશું જ નુકસાન નથી પણ તે શી રીતે વાપરવું જોઈએ તેની જો સમજ ન હોય તો પછી ભીંત ભૂલ્યા જેવું થઈ જશે. આજે વૈજ્ઞાનિકોનું જે થઈ રહ્યું છે એનું એક દૃષ્ટાંત આપું. આઈન્સ્ટાઈન કેટલો મોટો વૈજ્ઞાનિક હતો? પણ પેલા જર્મન લોકોના અત્યાચાર જોઈ જોઈને તે અત્યંત પીડાયો અને પાગળો થયો અને એક દિવસે એણે એટોમિક બોમ્બને સંમતિ આપી દીધી એટોમિક બોમ્બને સંમતિ આપનારાઓમાં આઈન્સ્ટાઈનની પણ ગણતરી હતી; જો કે પાછળથી એને પસ્તાવો થયો અને એણે કહ્યું કે આ મેં ખોટું કામ કર્યું. વૈજ્ઞાનિકે અવૈજ્ઞાનિક કામ કર્યું. દુનિયાના મોટામા મોટા વૈજ્ઞાનિકે, ઉત્તમમા ઉત્તમ વૈજ્ઞાનિકે, શાસ્ત્રીએ પણ અનસાયન્ટિફિક-અશાસ્ત્રીય કામ કરી નાંખ્યું. આવું કામ એણે શા માટે કર્યું અને શી રીતે થયું? કારણ કે એ સાપેક્ષવાદમાં માનતો હતો પણ નિરપેક્ષ આત્મતત્ત્વમાં એનો પ્રવેશ થયો ન હતો.

આખી દુનિયાનાં બધાં તત્ત્વો સાપેક્ષ છે: આ આઈન્સ્ટાઈનનો સિદ્ધાંત છે. આઈન્સ્ટાઈનનો સાપેક્ષવાદનો સિદ્ધાંત આમ અઘરો લાગે છે, પણ એને સહેલો કરી શકાય છે લાવો હું તમને ઉદાહરણ આપીને જ સમજાવું. આ ફાઉન્ટનપેન છે એની લંબાઈ તમે આડી કરીને માપશો અને ઊભી કરીને માપશો તે બંનેમાં ફરક પડશે. જો કે વ્યવહારમાં એ ફરક નથી પડતો એ હાલતમાં તો એને ઊભી રાખીને લંબાઈનું જે માપ હશે તે જ માપ આડી રાખીને આવશે. પણ ખરી રીતે એમાં ફરક પડે છે. જ્યારે આડી રાખીએ છીએ ત્યારે એની લંબાઈ ઓછી થાય છે, કારણ કે પૃથ્વીનું આકર્ષણ એમાં વધારે થાય છે આ એક એવો સૂક્ષ્મ ફરક છે કે દુનિયા એને ન જોઈ શકે. માટે આ લંબાઈ, પહોળાઈ વગેરે કલ્પના સાપેક્ષ છે. એવી રીતે આખી દુનિયામા જેટલા તત્ત્વો સ્થિર દેખાય છે તે સાપેક્ષ છે અને એને માટે તુલનાત્મક ભાષા વપરાય છે. એટલા માટે પરસ્પર વિરોધી વિશેષણો

વાપરીને જ સમજવું પડે છે. આ વસ્તુ કંઈ આપણા દેશ માટે નવી નથી. જૈન ધર્મમાં પરસ્પરવિરોધી વિશેષણો વાપરવાનો આગ્રહ હોય છે; કારણ કે તે સિવાય વસ્તુનું સમ્યક જ્ઞાન થતું નથી. વેદાંતમાં પણ એ રીતનાં પરસ્પરવિરોધી વાક્યો આવે છે "પેલું સત પણ છે અને અસત્ પણ નથી" 'સર્વે સગુણ પણ છે અને સર્વે નિર્ગુણ પણ છે" "બધા ઈશ્વર છે અને બધા ઈશ્વર નથી." આવી રીતે પરસ્પર વિરોધી શબ્દોથી જ્યારે વર્ણન કરીએ છીએ ત્યારે જ પૂરું વર્ણન કરી શકીએ છીએ. તો આવી રીતે દુનિયાનું વર્ણન સાપેક્ષમાં જ થઈ શકે છે.

તો આઈન્સ્ટાઈને જે પરસ્પર વિરોધી શબ્દ વાપરવાનો આગ્રહ પૂર્વક સિદ્ધાંત બનાવ્યો તે આપણે માટે કંઈ નવીન નથી. દુનિયાનું વર્ણન સાપેક્ષ જ થઈ શકે. ધારો કે ત્રણ માણસે ત્રણ વાસણોમાં ત્રણ પ્રકારનાં પાણી ભરેલાં છે. પહેલામાં ઊકળતું પાણી છે, બીજામાં બરફવાળું પાણી છે અને ત્રીજામાં સામાન્ય પાણી છે. હવે જે માણસનો હાથ ઊકળતા પાણીમાં હતો તેનો હાથ જો સામાન્ય પાણીમાં નાખવામાં આવે તો તે એકદમ કહેશે કે "હાશ, કેવું સુંદર ઠંડું પાણી, બહુ ઠંડું ખૂબ ઠંડું," બીજો માણસ જેનો હાથ બરફમાં હતો તે પણ જો આ જ સામાન્ય પાણીમાં હાથ નાખે તો કહેશે કે "હાશ, બહુ સુંદર, બહુ સુંદર; કેવું મજાનું ગરમ પાણી!" એક જ પાણી હતું, પણ એકના મન પ્રમાણે ગરમ હતું તો બીજાના મન પ્રમાણે ઠંડું હતું અને બંનેના મત પ્રમાણે સુંદર હતું. બંને સુંદરના માને છે અને બંનેની તકલીફ મટાડવાનું સામર્થ્ય પેલા પાણીમાં હતું. આ છે સાપેક્ષવાદ. આવી રીતે જ આખી સૃષ્ટિ સાપેક્ષ કરીને તે ચાલ્યો ગયો. પણ તેના મગજમાં કંઈક નિરપેક્ષ હતું, તેના તરફ કોઈનું ધ્યાન ગયું નહિ. આત્મતત્ત્વનો કંઈ નામ લાગ્યો નહિ એટલા માટે આઈન્સ્ટાઈને એટમ બોમ્બને માટે ...તિ આપી અને પછી પાછળથી પસ્તાયો.

આ મેં એટલા માટે કહ્યું કે આત્મજ્ઞાન ચેતન્યના ક્ષેત્રમાં પ્રવેશ કરે છે; જ્યારે વિજ્ઞાનનો પ્રવેશ એમાં નથી વિજ્ઞાનનો પ્રવેશ તો સત્‌માં જ છે. ચિત્‌માં પ્રવેશ આત્મજ્ઞાન જ કરી શકે છે. હિન્દુસ્તાનમાં એના ઘણા પ્રયોગો થયા તેમ છતાંયે હજી એ પ્રયોગ પૂરો નથી થયો; એનો પૂરો નિર્ણય મળી ગયો છે એવું નથી. હજી આત્મશક્તિની ખોજ બાકી છે જો કે ઘણા વેદાંતીઓ કહે છે કે વેદાંતમાં બધું પૂરૂં થઈ ગયું. પરંતુ એવું કશું થયું નથી. જેમ વિજ્ઞાન હજી અધૂરૂં જ રહેવાનું પણ જેવી રીતે વિજ્ઞાનમાં કેટલાક સિદ્ધાંતો હાથમાં આવી ગયા, તેવી રીતે આત્મજ્ઞાનમાં પણ થઈ શકે છે. તો આવી રીતે વિજ્ઞાનનો પ્રવેશ સત્‌માં અને આત્મજ્ઞાનનો પ્રવેશ ચિત્‌માં છે; ત્યારે સાહિત્યનો પ્રવેશ આનંદમાં જ થાય છે સત્ અને ચિત્ મળે તો આનંદ આનંદ જ આવે પણ જો આનંદ ન આવે તો સત્‌નો શો લાભ ? ચિત્‌નો શો લાભ ? ચૈતન્યનો આવિષ્કાર કરી, વિશ્લેષણ કર્યું પણ એથી આપણા જીવનના આનંદમાં કંઈ ઉમેરો ન થયો અથવા તો વિજ્ઞાન ઘણું આગળ વધ્યું પણ તેથી કરીને જીવનમાં કંઈ ફરક ન પડ્યો, જીવનના આનંદમાં કંઈ ઉમેરો ન થયો તો એ સત્ અને એ ચિત્ શું લાભદાયી નીવડ્યાં ?

પરંતુ જો એ આનંદદાયી નીવડ્યાં હોય તો એનો કંઈક લાભ છે, નહિ તો પછી પેલી ગર્દભકેશ ગણનાની જ્ઞાનચર્ચા આવે છે ને ? સામે ગધેડું ઊભું છે તેના શરીર ઉપર કેટલા વાળ છે તેનો જવાબ ગધેડાના કેશના વાળની ગણતરી કરીને આપો અથવા તો એના ઉપર ચર્ચા કરો તો એનો શો લાભ છે ? માણસને એ જ્ઞાનથી કંઈ આનંદ નથી થવાનો. જો કે માણસને એ જ્ઞાન નથી એ વાત સાચી, તે અજ્ઞાન છે તે પણ ખરું, પણ તેથી કરીને શો લાભ ? જ્યાં માનવના જીવનમાં આનંદની વૃદ્ધિ ન થાય એવા સત્ તત્ત્વનો આવિષ્કાર કરીને અથવા તો એવા ચિત્ તત્ત્વનો આવિષ્કાર કરીને શો લાભ ? એ માણસને મારે આકર્ષક નહિ

થાય; પછી ભલે એની સ્વતંત્ર યોજના હોય અને મનુષ્યનિરપેક્ષ ક્ષેત્રમાં તેની કિંમત પણ હોય પણ મનુષ્યક્ષેત્રમાં તો એ ત્યારે જ આકર્ષક થશે જ્યારે જીવન પર આનંદદાયક અસર પાડવાની શક્તિ વિજ્ઞાન અને આત્મજ્ઞાન બતાવે. વિજ્ઞાન કે આત્મજ્ઞાન અથવા તો એ બંનેએ મળીને જે કંઈ આનંદનો અંશ વધાર્યો હોય અને તેને ઉપાડી લઈને સાહિત્યિક માણસ દુનિયાની આગળ તે રાખે કે "જો ભાઈ, આ વસ્તુથી મારા આનંદમાં ઉમેરો થયો" તો એનું આકર્ષણ વધે છે. સાહિત્યના આકર્ષણથી માણસનું જીવન પરિવર્તિત થઈ શકે છે. અસંખ્ય માણસો એવું કહેતા જીવનમાં મળશે કે મેં ઉપનિષદનું ફલાણું નાટય વાંચ્યું અને મારું જીવન પલટાઈ ગયું, ઘણા એમ કહેશે કે મેં ફલાણી નોવેલ વાંચી અને મારા જીવનમાં ફેરફાર થઈ ગયો. બાપુએ તો કહ્યું જ હતું ને કે મેં 'અન્ટુ ધીસ લાસ્ટ' – 'સર્વોદય' વાંચ્યું અને તેની મારા ઉપર ખૂબ અસર થઈ તો આ બધું થઈ શકે છે; કેમકે સાહિત્યિક એ મધ્યમાં હોઈ વિજ્ઞાન અને આત્મજ્ઞાનમાંથી તારવીને માણસના જીવનનો સાર, તારતમ્ય શોધીને લોકો પાસે ઠીક રાખે છે.

તો સત્, ચિત્ અને આનંદની આ ત્રણ શક્તિઓના આધાર પર ત્રણ ઉપાસકો દુનિયામાં કામ કરે છે, અને દુનિયાના જીવન પર એ લોકો અસર કરે છે. તો શિક્ષકોનું કામ છે સચ્ચિદાનંદ બનવાનું. તો પછી આજે એમાં જેટલો પ્રવેશ છે તેના કરતાં વધારે પ્રવેશ થાય. વૈજ્ઞાનિકો સત્‌નું જ્ઞાન રાખે, આત્મજ્ઞાનીઓ ચૈતન્યનું જ્ઞાન રાખે, પણ તે બંનેનું ઊંડું અધ્યયન કરીને જીવનમાં જે આનંદરૂપ થઈ શકે છે તે સમાજ આગળ લાવવાનું કામ સાહિત્યિકોનું. તો આ રીતે શિક્ષકોનું કામ બહુ મોટું આકર્ષક અને ઘણા જ મહત્ત્વનું કામ છે, એમ મેં તમારી સમક્ષ મૂક્યું.

હારી જઈશ; કેમકે મારામાં પગાર આપવાની કંઈ શક્તિ નથી. આપી આપીને હું તો જ્ઞાન આપું અને તે મેં તમને આપી દીધું. હું તો એને માટે તમને એક જ ઉપાય બતાવું કે તમે સરકારમાંથી મુક્ત થશો ત્યારે જ તમારું ચાલશે. આજે તો સરકાર તમને આદેશ આપે છે કે તમારી શાળામાં સાત કલાક ગુજરાતી ચાલવું જોઈએ, નવ કલાક અંગ્રેજી ચાલવું જોઈએ, આઠ કલાક ગણિત ચાલવું જોઈએ. એ પ્રમાણે ઉપરથી હુકમ લખાઈને આવે છે અને એ બ્રહ્મલિખિતના આધારે શિક્ષકોને શિખવાડવું પડે છે એટલા માટે તો શિક્ષકો નોકરો થઈ જાય છે. હવે એમનું શિક્ષકોનું બિરુદ જતું રહ્યું છે; એ બધા નોકર થઈ ગયા છે: તો એમાંથી શિક્ષક મુક્ત થાય અને પોતાની સ્વતંત્ર કિંમત પ્રાપ્ત કરવા જ્યાં ગ્રામદાન થાય ત્યાં પેલા શિક્ષક મુક્ત સંચાર કરે અને ગ્રામદાનના ગામોમાં સરકાર નિરપેક્ષ થઈને પોતાની સ્વતંત્ર યોજના રાખી શિક્ષણનું મહત્ત્વ સમજીને એ જ બધી યોજના કરે. એમના પર બીજો કોઈ હસ્ત ન હોય એ જ વિચારે, એ જ નિર્ણય લે અને એ જ સમાજને દોરવણી આપે. જ્યારે આવી રીતે થશે ત્યારે શિક્ષકને એના પગારની ચિંતા નહિ કરવી પડે. વિના પગારે એનું સાંસારિક કામ ચાલશે અને તેના જીવનમાં અત્યંત આનંદ પ્રવેશ કરશે, અને તેનું જીવન પણ સાર્થક બનશે.

હવે કઈ રીતે સરકારમુક્ત જનશક્તિ, લોકશક્તિના આધાર પર પોતાની શક્તિ સ્વતંત્ર બીલવે તેની યોજના એ ગ્રામદાની યોજના છે. તેના સિવાય બીજી કોઈ યોજના છે નહિ. જેમ શિક્ષકના પગાર-વધારાની વાત કરવામાં આવે છે તેવી રીતે ભંગીના પણ પગાર-વધારાની વાત થાય છે; પરંતુ મને તો ભંગી અને શિક્ષક એ બંનેના પગાર વધારવામાં મુદ્દલ ઉત્સાહ નથી. ભંગીનું કામ બંધ થાય તેમાં જ મને ઉત્સાહ છે. લોક પોતપોતાના ઘરના ભંગી થાય એનું સ્વરૂપ આજે નથી પરંતુ એવી વ્યવસ્થા કરી

શકાય કે મ્યુનિસિપાલીટીની ગાડી આવે અને તેમાં દરેક ઘરના લોકો પોતે જ એ ગાડીમાં મળ ઉપાડીને નાખી દે. આજે તો ભંગી કહે છે કે મને ૩૦ રૂપિયામાં પૂરું થતું નથી, મને ૪૦ મળવા જોઈએ. તો મને આમાં મુદ્દલ રસ નથી, અને એમાં મારું ભેજું પણ ચાલતુ નથી કે હું પગાર વધારવાની વાત સરકાર સાથે કરું. તમે બધા મને માફ કરજો કે તમારી સાથે મારી પૂરી સહાનુભૂતિ હોવા છતાં હું મદદ કરી શકું તેમ નથી.

તમે શિક્ષકો છો જ નહિ. તમે આજે નોકરો થયા છો. તેમાંથી તમારે મુક્ત થવું જોઈએ. તમે શિક્ષકો હોઈને તમને ભલે પગાર ઓછો મળતો હોત તો વિનોબા કંઈક કરત, પણ તમે શિક્ષકો છો જ નહિ ઉપરથી જે હુકમ આવે તે મુજબ જ તમારું બધું કામ ચાલે છે. તો તમે બધા નોકર જ છો. તમે લોકો ઠીક કામ ન કરો તો તમે ખરાબ નોકરો કહેવાઓ અને જો સારું કામ કરો તો સારા નોકરો કહેવાઓ; પણ બંને હાલતોમાં તમે રહ્યા તો નોકર જ. આજે શિક્ષક શિક્ષક નથી રહ્યા. ખરેખર તો પેલી ત્રણે શક્તિઓનો યોગ કરી સ્વતંત્ર પ્રજ્ઞાથી સમાજને આગળ લઈ જવાનું ક્રાંતિકાર્ય શિક્ષકોએ કરવાનું છે. પરંતુ આજે તો ઉપરથી પરિપત્રો આવે છે કે શિક્ષકો મુદ્દાતમાં સહાનુભૂતિ રાખી શકે છે, પણ કામ નથી કરી શકતા. આવું ઉપરથી લખાઈને આવે છે. આવી હાલતમાં શિક્ષકો કહે છે કે અમારી ભરપૂર સહાનુભૂતિ છે પણ અમે કામ નથી કરી શકતા. તો એમને ઉપરથી કહેવામાં આવે છે કે તમે વ્યક્તિગત રીતે કંઈ આપવું હોય તે આપો: વિનોબાના સત્કારમાં ફૂલોની માળા આપો, જયજયકાર પુકારો, સૂતરનો હાર પહેરાવો; આ બધું કરો પણ વિનોબાના કામમા તમે ભાગ લઈ શકો નહિ તો વાત ખતમ થઈ ગઈ. તે છતાં એ શિક્ષકોની આગળ બાબાનાં વ્યાખ્યાન તો કરાવે છે. જુઓ, આવી છે મજા! એક બાજુ બાબાના કામમાં ભાગ ન લેવો એવો આદેશ અને બીજી બાજુ

શક્ષકોના દિમાગો ઉપર મારા વિચારોની અસર થાય એવી ઇચ્છા. આવી રીતે સરકાર હમેશાં વચલી અવસ્થામાં હોય છે. એટલા માટે સમાજને આગળ લઈ જનાર માણસનું સ્વાગત પણ કરે છે, અને ડરે પણ છે. એમને ડર લાગે છે કે આ કદાચ વધારે પડતો આગળ લઈ જાય તો ? એટલા માટે ડરે છે, અને સાથે સાથે જાણે છે કે એવા માણસની મદદ ન મળે તો સમાજ આગળ વધે જ નહિ. અને સરકાર એવું તો ઇચ્છતી નથી.

આમ ક્રાંતિકારક અને સુધારક માણસ માટે સમાજ હમેશાં ભય અને પ્રેમ બંને રાખે છે. વધારે પડતી અસર ન થાય એવો ડર અને મુદ્દલ જ અસર ન થાય તો સમાજ નીચે આવે એવો ડર. મુદ્દલ અસર ન થાય તો સરકારનું કામ કઠણ થઈ જાય અને તો સમાજ આગળ ન વધે. ત્યારે એવી કફોડી હાલતમાં સરકાર પોતાની જાતને મૂકવા ઇચ્છતી નથી. એટલે એ વધારે પડતી અસર ન થાય એમ પણ ઇચ્છે છે અને સાથે સાથે સમાજ થોડો આગળ વધે એમ પણ ઇચ્છે છે. જેવી રીતે આપણે અગ્નિની બહુ પાસે નથી જતા, કેમ કે કપડું બળી જાય તેવો ડર રહે છે; પરંતુ અગ્નિથી બહુ દૂર પણ રહેતા નથી, કારણ કે બહુ દૂર રહીએ તો ગરમી ન મળે અને ઠંડીથી પીડાઈએ. માટે અગ્નિથી બહુ દૂર પણ નહિ અને અગ્નિની બહુ નજીક પણ નહિ એ રીતે આપણે રહીએ છીએ. તો એ રીતે સરકાર અને બીજા લોકો મારા જેવાનો ઉપયોગ કરવા માગે છે. મારો ઉપયોગ એવો પ્રીતિપૂર્વક અને ભીતિપૂર્વક બંને રીતે કરવા માગે છે. એટલા માટે મારું વ્યાખ્યાન તમારી સમક્ષ રખાય છે તો હું પણ મારી કહેવાની મુખ્ય વાત કહીને અત્યારે તો પૂરું કરું છું.

[ તા. ૨૯મી ઓક્ટોબરે સાંકરદા ખાતે ભરાયેલ વડોદરા જિલ્લા શિક્ષક-સમેલનમાં પૂ. વિનોબાજીએ આપેલા પ્રવચનનો ઉત્તરાર્ધ. — સં. ]

આ વડોદરા જિલ્લામાં પછાત તેમ જ આગળ વધેલી કોમો મળીને વચલો મારગ કાઢે તો તો અહીં વિશ્વદર્શન સુલભ થઈ શકે. આમે ય વડોદરા સંસ્કૃતિઓનો સંગમ છે એટલે જ્યાં બધી કોમો એક જિલ્લામાં ભેગી થઈ હોય ત્યાં પરમેશ્વરનું દર્શન સરળતાથી થવું જોઈએ. જ્યાં એકાંગી દર્શન થાય ત્યાં વિકાસ પણ એકાંગી થાય પરંતુ બહુવિધ સમાજ હોય અને એ વિવિધ સમાજના દોષોનું નિરાકરણ કરવામાં આવે અને ગુણ સંયોગની યુક્તિ સાધવામાં આવે તો શક્તિ પેદા થાય અહીંની પંચાયતને ગુણસંયોગ કરવાની યુક્તિ આવડવી જોઈએ

પંચાયતે હવે વિશાળ સ્વરૂપમા આખી દુનિયામા સ્થપાવું જોઈએ વિશ્વમાં વસતી રક્ત, શ્વેત, પીત, કૃષ્ણ અને શ્યામ એ પાચેય પ્રજાની મળીને વિશ્વ–પંચાયત બનવી જોઈએ ને તેની મારફત દુનિયાનો વહેવાર ચાલવો જોઈએ. 'યુનો' એ આજની વિશ્વ–પંચાયત તો છે પરંતુ તેમા કોને દાખલ કરવા ને કોને ન કરવા એને અંગે પંચાત પડી છે

દુનિયા આખી બે જૂથોમાં વહેંચાઈ છે અને દરેક જૂથ પોતાની શક્તિ વધારવા મથે છે આમ બે પ્રકારની પદ્ધતિ એકી સાથે ચાલે છેઃ એક તો સાથે બેસીને વિચાર કરીને માર્ગ શોધવાની નવીન પદ્ધતિ અને બીજી "બેલેન્સ ઓફ પાવર"–શક્તિની સમતુલાવાળા દ્વંદ્વ વિચારની પદ્ધતિ પહેલી પદ્ધતિ વધશે અને આખી દુનિયામાં ફેલાશે એથી વિશ્વ પંચાયતની સ્થાપના થશે એ વિશે મને શંકા નથી પછી એક બાજુ વિશ્વ પંચાયત-વિશ્વ સમિતિ અને બીજી બાજુ ગ્રામ-પંચાયત, ગ્રામ સમિતિ આ બે છેડાની વચ્ચેની કડીઓ જિલ્લા, પ્રાંત અને રાષ્ટ્રનું મહત્ત્વ ઘટવાનું છે.

પછી એક બાજુ ગ્રામમંદિર અને બીજી બાજુ વિશ્વમંદિર અને એ બેનો સંબંધ જોડનાર રાષ્ટ્રાય-મંદિર રહેશે. આજે નદીઓ

# અવકાશયુગના ઋષિની આર્ષવાણી

હિંદુ ધર્મમાં જે પાંચ વર્ણો કહેવાય છે તે આખી દુનિયામાં છે: રક્ત, પીત, શ્વેત, કૃષ્ણ અને શ્યામ. રક્ત એ અમેરિકાના રેડ ઇન્ડિયન્સ. પીત એ ચીનની પ્રજા, શ્વેત એ યુરોપીય પ્રજા, કૃષ્ણ એટલે આફ્રિકાના હબસી અને શ્યામ એટલે હિન્દની પ્રજા. આમ પાંચેય પ્રજા મળીને વિશ્વ પંચાયત બનશે. પછી આપણો સંબંધ ચંદ્ર, મંગળ વગેરે ગ્રહો સાથે પણ થશે અત્યારે એ માટે પ્રયોગ થાય છે ને પછી ઉદ્યોગ થશે. પછી યોગ થશે ત્યારની આ પૃથ્વીની રચના એક છેડે ગ્રામપંચાયત, બીજે છેડે વિરાટ અને એ છેડાને જોડતી વિશ્વપંચાયત એવી રહેશે

આજે મને વડોદરા જિલ્લા અંગે કેટલીક માહિતી આપવામાં આવી છે તે પ્રમાણે આ જિલ્લામાં ૫૨ ટકા પછાત કોમો અને ૪૮ ટકા આગળ વધેલી કોમો છે હવે લોકશાહીના નિયમ પ્રમાણે તો ૫૨ ટકાનું રાજ્ય થવું જોઈએ. પણ એમ થાય તો અહીં ક્લેશ થાય; અને ન થાય તો પણ ક્લેશ વધવાનો

આગળ વધેલી કોમો સંપત્તિ અને વિદ્યામાં સમૃદ્ધ છે એટલે એમના પર પરનું રાજ ન ચાલી શકે અને જો થાય તો ક્લેશ થાય. અને પરનું રાજ ન થાય તો પણ ક્લેશ કારણ કે આજનો જમાનો લોકશાહીનો છે.

આ વડોદરા જિલ્લામાં પછાત તેમ જ આગળ વધેલી કોમો મળીને વચલો મારગ કાઢે તો તો અહીં વિશ્વદર્શન સુલભ થઇ શકે. આમે ય વડોદરા સંસ્કૃતિઓનો સંગમ છે. એટલે જ્યાં બધી કોમો એક જિલ્લામાં ભેગી થઈ હોય ત્યાં પરમેશ્વરનું દર્શન સરળતાથી થવુ જોઈએ. જ્યાં એકાંગી દર્શન થાય ત્યાં વિકાસ પણ એકાંગી થાય પરંતુ બહુવિધ સમાજ હોય અને એ વિવિધ સમાજના દોષોનું નિરાકરણ કરવામાં આવે અને ગુણ સંયોગની યુક્તિ સાધવામાં આવે તો શક્તિ પેદા થાય અહીંની પંચાયતને ગુણસંયોગ કરવાની યુક્તિ આવડવી જોઈએ

પંચાયતે હવે વિશાળ સ્વરૂપમાં આખી દુનિયામા સ્થપાવું જોઈએ. વિશ્વમાં વસતી રક્ત, શ્વેત, પીત, કૃષ્ણ અને શ્યામ એ પાંચેય પ્રજાની મળીને વિશ્વ--પંચાયત બનવી જોઈએ ને તેની મારફત દુનિયાનો વહેવાર ચાલવો જોઈએ 'યુનો' એ આજની વિશ્વ—પંચાયત તો છે પરંતુ તેમા કોને દાખલ કરવા ને કોને ન કરવા એને અંગે પંચાત પડી છે.

દુનિયા આખી બે જૂથોમાં વહેંચાઈ છે અને દરેક જૂથ પોતાની શક્તિ વધારવા મથે છે. આમ બે પ્રકારની પદ્ધતિ એકી સાથે ચાલે છે: એક તો સાથે બેસીને વિચાર કરીને માર્ગ શોધવાની નવીન પદ્ધતિ અને બીજી "બેલેન્સ ઓફ પાવર"—શક્તિની સમતુલાવાળા દ્વંદ્વ વિચારની પદ્ધતિ પહેલી પદ્ધતિ વધશે અને આખી દુનિયામાં ફેલાશે એથી વિશ્વ પંચાયતની સ્થાપના થશે એ વિશે મને શંકા નથી પછી એક બાજુ વિશ્વ પંચાયત-વિશ્વ સમિતિ અને બીજી બાજુ ગ્રામ-પંચાયત, ગ્રામ સમિતિ આ બે છેડાની વચ્ચેની કડીઓ જિલ્લા, પ્રાંત અને રાષ્ટ્રનું મહત્ત્વ ઘટવાનુ છે

પછી એક બાજુ ગ્રામમંદિર અને બીજી બાજુ વિશ્વમંદિર અને એ બેનો સંબંધ જોડનાર રાષ્ટ્રાય-મંદિર રહેશે. આજે નદીઓ

એક પ્રાંતમાંથી વહે છે ને બીજા બે ત્રણ પ્રાંતોમાં થઈ ને દરિયાને મળે છે. એક પ્રાંત જો નદીનું વધારે પડતું પાણી લેઈ પાડે તો બીજા પ્રાંતોને અગવડ ઉભી થાય તેવા સંજોગોમાં પ્રાંતની દૃષ્ટિએ વિચાર કરવો નહીં પાલવે. આમ એક બાજુ ગામ અને બીજી બાજુ રાષ્ટ્ર એ બહુ દૂરનો વિચાર ન ગણાય અને પછી તો ચંદ્ર અને મંગળ સાથે સંબંધ થવાનો. આજે એ માટે પ્રયોગ થઈ રહ્યા છે. પહેલાં પ્રયોગ થાય છે; એમાંથી સફળતા મળે એટલે ઉદ્યોગ થાય છે અને ઉદ્યોગ સફળ થાય એટલે યોગ થાય છે

**એટલે પછી એક છેડે ગ્રામ ને બીજે છેડે વિરાટ એવો સબંધ થશે અને એ બેને જોડવા માટે પૃથ્વી, એવું દૃશ્ય થશે.**

ગીતામાં કૃષ્ણ ભગવાને અર્જુનને નાની નાની ઉપાસના બતાવતાં કહ્યું કે સ્થાવરોમાં હું હિમાલય છું ને નદીઓમાં હું ગંગા છું. પણ પછી પાછળથી એમ પણ કહ્યું કે આ બધાને એક અંશથી પૂર્ણ કરીને હું તો અવશિષ્ટ-સિલક રહ્યો છે. એટલે કે અમુકમાં હું અમુક, ને અમુકમાં હું અમુક એમ જે કહ્યું તેનો ઉપયોગ નથી. આમ કહીને આખી વાતનો છેદ ઉડાવ્યો ત્યારે અર્જુને કહ્યું કે મને વિશ્વદર્શન કરાવો. પણ વિશ્વદર્શન થતાં જ અર્જુન ગભરાયો. એ કેમ ગભરાયો ? કારણ કે એ જમાનો વિજ્ઞાનનો નહોતો. એટલે એણે કહ્યું: "બાપજી, મને આનાથી ભય લાગે છે માટે એ રૂપ સંકેલી લો અને મને નાનું રૂપ બતાવો." ભગવાને કહ્યું: તુ નકામો ગભરાય છે. આ તો દેવોને દુર્લભ એવું દર્શન છે. તુ ડરી ગયો એટલે તને નાનું રૂપ બતાવુ છુ એમ કરીને જિલ્લાના કલેક્ટરનું અને પ્રાંતનું સ્વરૂપ બતાવી દીધું અને સાથે કહી દીધું કે સાચું રૂપ તો વિશ્વનું જ છે અને વચલાં રૂપો તો પડદા રૂપે છે અમુક હદે વચલાં રૂપો પર્યાયિાં

રૂપે કામ લાગે છે પરંતુ પછીથી એ પડદા નીવડે છે. જેમ જ્ઞાનનું ક્ષેત્ર વધતું જાય તેમ એ પડદા ફાડી નાખવા જરૂરી છે. અને છેવટે તો 'હું' અને 'પેલો' (આત્મા અને પરમાત્મા) રહેશે. એટલે હું એક બાજુથી જય ગ્રામદાન અને બીજી બાજુથી જય જગત્ કહું છું "જયહિંદ" છે પરંતુ એ થોડો વખત રહેશે

મનુએ કહેલું કે હિંદુસ્તાનના જ્ઞાની માનવીઓ પાસેથી પૃથ્વીના સર્વે માનવીઓ બોધ ગ્રહણ કરશે ઋગ્વેદમાં પણ વિશ્વમાનુષ આવે છે. હવે આખા વિશ્વમાં માનવ એક જ છે એવુ થવુ જોઈએ પૃથ્વી પર પ્રથમ વરાહ વગેરે જાનવરો જ હતાં. પછી વચમા અર્ધમાનવ અને અર્ધ પશુ એવો નૃસિંહ અવતાર થયો. અને અંતે એક નાનકડો માનવ-વામન પ્રગટયો પણ એ વામનનાં ત્રણ પગલામાં વિશ્વનુ દર્શન થયુ એવી કહાણી છે માનવ વામન તરીકે પ્રગટ થયો પરંતુ જ્યારે એનાથી વિશ્વ--માનવતા પ્રગટશે ત્યારે વિશ્વરૂપ દર્શન થશે.

વડોદરા જિલ્લામાં આ નાનકડા ક્ષેત્રમાં વિશ્વરૂપનુ દર્શન થઈ શકે— અહિંસા, શાંતિ, પ્રેમ, વિશ્વપ્રેમ એના પ્રતીક ઘરમા સર્વોદય પાત્ર રાખવામાં આવે તો તે વિશ્વશાંતિ માટે મત થશે મૂઠીભર અનાજ અને વિશ્વભર શાંતિ એ શાંતિ માટે "સર્વેષાં અવિરોધેન" સર્વેનો અવિરોધ હોય તેવી યોજના વિશ્વની થવી જોઈએ. વિશ્વ જ્યારે આગ્રહમુક્ત અને વિગ્રહમુક્ત થશે, અને સંગ્રહમુક્ત થશે ત્યારે વિશ્વ સુંદર થશે એ માટે હોડ-હરિફાઈ વગરની સમાજ-રચના કરવી પડશે.

આપણે આજના વિજ્ઞાનના જમાનામાં આપણા પૂર્વજો કરતાં સંકુચિત ભાવના રાખી ન શકીએ નરસિંહ મહેતાએ ગાયું: "ભરત-ખંડ ભૂતળમાં જન્મી!" નાનામાં નાની વાત કહેવા માટે ભરતખંડ કહ્યો અને બીજી વાત ભૂતળ-પૃથ્વીની કહી સંસ્કૃતમાં તમને એક પણ વાક્ય એવું નહીં મળે. કે જેમા "દુર્લભં ભારતે જન્મ" એનાથી

કોઈ પણ એવી વાત કરી હોય. જે જમાનામાં એક બીજાને જોઈતાં આવનજાવનનાં આવાં સાધનો નહોતાં ત્યારે પણ એ લોકો આવી વિશાળ દૃષ્ટિ રાખતા હતા, ત્યારે આજે આપણાથી એથી સંકુચિત ભાવના રાખી જ ન શકાય. તે દિવસોમાં રામચંદ્રજી જેવા અસામાન્ય માનવી કરી શકતા તે આજે તો સામાન્ય માણસ પણ કરી શકે છે. રામચંદ્રજીને વનવાસનાં ચૌદ વર્ષ પૂરાં થતાં હતાં ને તે દિવસે અયોધ્યા ન પહોંચે તો ભરત પ્રાણત્યાગ કરે તેમ હતું. તેથી પુષ્પક વિમાનમાં બેસીને અયોધ્યા આવ્યા. પણ આજે તો પેલો બંદરનાયક પણ એક દિવસે લંકાથી દિલ્હી આવે છે, અને ભાડું આપીને કોઈ પણ સામાન્ય માણસ પણ આવી શકે છે.

માટે આજે આપણે સંકુચિત વાણી બોલીશું તો આજના જમાનામાં ટકી નહીં શકીએ. એટલે હવે તમે 'હું' અને 'મારું' છોડીને 'અમે' અને 'અમારું' બોલો. મારી આ વાત સાંભળીને કાઢી નાખવાની નથી. આ યુગમાં આપણે જો આમ નહીં કરી શકીએ તો આપણે આ જમાનામાં જીવવાને લાયક નથી. એટલે આપણે આપણા પ્રેમને જેટલો વ્યાપક કરશું તેટલા આપણે આ વિશ્વમાં જીવવાને લાયક સાબિત થવાના.

સાવલી,

તા ૨૭-૧૦-'૫૮

### વેદમાતાની ગોદમાં

## વેદવત્સ વિનોબા

**આજે** અહીં વેદ સંમેલન થઈ રહ્યું છે એ ઘણી ખુશીની વાત છે. એનુ મુખ્ય શ્રેય પંડિત સાતવળેકરજીને છે. પંડિતજી મારે મન પિતા-તુલ્ય છે આજે મારા પિતા હોત તો પંડિતજીના નાનાભાઇ ગણાત કેમકે પંડિતજીથી તે આઠ વર્ષ નાના જ હોત આવા પિતૃ-તુલ્યના આવાહનથી તમે સૌ આવ્યા છો અને મારી બાળવાણી સાંભળવા માગો છો તેથી મને ધન્યતાનો અનુભવ થાય છે. આજના જમાનામાં વેદાધ્યયન કરનારા પૈકી મહર્ષિ દયાનંદ અને શ્રી અરવિંદ પછી વેદમૂર્તિ સાતવળેકરજીનુ નામ આવશે

એમના પછી આ સંમેલન માટેનું બીજું શ્રેય શ્રી તાત્યા શિખરેજીને ઘટે છે મારી યાત્રામા જે હરતું ફરતું જ્ઞાનસત્ર મંડાતુ હોય છે એ જોઈને તેમને પ્રેરણા થઈ કે મારી સાથે સંતોના સાહિત્યનો અભ્યાસ કરનારાઓનું સંમેલન થાય એમની એ પ્રથમ ઇચ્છા મહારાષ્ટ્રમાં જે જગ્યાએ જ્ઞાનેશ્વર મહારાજે બેસીને જ્ઞાનેશ્વરી લખવાનો આરંભ કર્યો હતો તે સ્થળે એક વૈષ્ણવ ભક્ત મંડળી સામે વિચાર મૂકવાનો મોકો મળ્યો ત્યારે પૂરી થઈ હતી ત્યાર પછી વેદ સંમેલન બોલાવવાની એમની ઇચ્છા પંડિત સાતવળેકરનુ પૌરોહિત્ય પ્રાપ્ત થવાથી પૂરી થઈ અને આજે અહીં સંમેલન થઈ રહ્યું છે. આ વેદાધ્યયન કરનારાઓનુ ગ્નેહસંમેલન છે.

વેદ ભગવાન ગીતા જેટલા નિર્ભય નથી અલ્પશ્રુત મનુષ્ય વેદચર્ચા કરવા બેસે છે ત્યારે વેદ ભગવાનને ડર લાગે છે કે આ હમણાં મને કોરશે આ ડર ગીતાને નથી લાગતો અને તેથી જ્ઞાનેશ્વરે કહ્યું છે કે ડરવાવાળો વેદ ગીતાના રૂપમાં નિર્ભય બનીને પ્રગટ થયો છે આમ આખી માનવજાત માટે વેદ ગીતા દ્વારા ખુલ્લો થયો છે.

મારા જેવા અલ્પશ્રુત મનુષ્યની વેદચર્ચાથી વેદ ભગવાનને ડર લાગે એ ખરું પરંતુ મારી ચર્ચાથી એ ડર ના રાખે એનું કારણ એ નથી કે હું જ્ઞાની છું. પરંતુ એનું કારણ એ છે કે હું વેદ-વત્સ છુ, વેદપુત્ર છું ઋગ્વેદમાં એક વત્સઋષિ થઈ ગયા. એવો હું પણ વત્સ છુ, ઋષિ નથી એટલે માતા-પિતા જેમ બાળકનો બાળવિનોદ પ્યારથી સાંભળે છે તેમ મારી ચર્ચા વેદ ભગવાન સાંભળશે.

મારી કોઇ ખુબી હોય તો એ છે કે હુ કોઈપણ વિચાર વિશે કશો આગ્રહ રાખતો નથી હુ મને હમેશાં આગ્રહ-મુક્ત રાખું છું. પરિણામે ગ્રામદાન વગેરે વિચારનો ભાર લઈને ફરું છુ છતાં સૌને સ્પષ્ટ કહી દઉં છું કે તમને ઠીક લાગે તો જ ગ્રામદાન કરજો એમ ન કરું તો મહમદ પયગંબરને જેમ અલ્લાહે ધમકાવ્યા હતા તેમ મને પણ ધમકાવે મહમદ પયગંબરની વાત બહુ થોડા સાંભળતા. એક દિવસ તો પ્રાર્થના માટે ગયા ત્યાં જે થોડા માણસો આવેલા તે પણ પોતાના કામધંધા માટે એક પછી એક ચાલ્યા ગયા એનાથી મહમદને ખુબ દુઃખ થયું એટલે અલ્લાહે તેમને ઠપકો આપતાં કહ્યું, 'શું તું જગતનો કર્તા છે? જગત શું તારી પ્રેરણાથી ચાલશે? જગતનો જે કર્તા છે અને પાલનકર્તા છે તે તેનું કામ કરશે. તારી જવાબદારી તો કેવળ સંદેશો પહોંચાડવાની છે.' તો વેદાર્થમાં મારો કોઈ આગ્રહ નથી.

૧૯૧૮માં ઇન્ફ્લ્યુએન્ઝાનો વાયરો વાયો હતો તેમાં કરોડો બીમાર પડયાં હતાં અને ૭ લાખ માણસો મર્યાં હતાં હું તો ઘેરેથી 'અથાતો બ્રહ્મ-જિજ્ઞાસા' બોલી બે વર્ષ પહેલાં નીકળી ગયેલો. ઇન્ફ્લ્યુએન્ઝાથી મારી મા પટકાયાં ત્યારે તેમણે પોતે તો કંઈ ન કહ્યું પણ મારા ભાઈએ સૂચવ્યું કે વિન્યાને બોલાવીએ માએ કહ્યું: 'ઘરમાં હુ માંદી છું, તારા પિતાજી માંદા છે, તારો ભાઈ પણ માંદો છે, તું જ એક બચ્યો છે તો વિન્યાને બોલાવીને એને પણ રોગ લાગુ પાડવો છે?' આમ છતા મિત્રોએ મને ખબર આપી અને હું આવ્યો જે દિવસે માતાજી મૃત્યુ પામ્યા તે અશ્વીન વદ ૪ હતી. તે દિવસથી જ મેં ઋગ્વેદના અધ્યયનનો આરંભ કર્યો હતો એ પહેલાં મેં ઉપનિષદ્, ગીતા સાંખ્યયોગ સૂત્ર અને બ્રહ્મસૂત્રનાં શંકરાચાર્ય અને રામાનુજનાં ભાષ્યો, મરાઠી સંતોનું સાહિત્ય અને થોડું જૈન અને બૌદ્ધ સાહિત્યનુ માગધી અને પાલીમાં અધ્યયન કર્યું હતું આટલાથી મારામાં વેદનું અધ્યયન કરવા જેટલી ક્ષમતા આવી હતી એમ નહોતું. પરંતુ મને બે વાક્યોએ પ્રેરણા આપી હતી. એક વાક્ય જ્ઞાનેશ્વરનું અને બીજુ શંકરાચાર્યનું. જ્ઞાનેશ્વરનું વાક્ય આમ હતું:

અહિતથી પરાવૃત્ત કરવાવાળી અને હિતમાં સ્થિર કરવાવાળી શ્રુતિ સિવાય બીજી માતા નથી કેવળ પ્રેમથી ભરેલી માતા અજ્ઞાનને કારણે અહિત કરી શકે પણ જે માતા પ્રેમ અને જ્ઞાનથી ભરેલી છે એવી શ્રુતિ સમાન બીજી માતા નથી એટલે જ્યા સુધી બ્રહ્મનો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી એ માતાનો આધાર ન છોડવો જોઈએ પરમ અક્ષરના જ્ઞાની પુરુષ માટે માતા અમાતા, પિતા અપિતા, દેવ અદેવ, અને વેદ અવેદ બની જાય છે. આમ છેવટે વેદ પણ છૂટી જાય છે. વેદે પણ એમ જ કહ્યું છે. શંકરાચાર્યે કહ્યું હતું કે, માતાપિતાથી પણ હજારગણુ હિત કરે તે વેદ કહેવાય છે એટલે એક માતા જતાં બીજી માતા મળવી જોઈએ તે મને વેદમાં મળી

વેદનું ઉત્તમ સ્વરૂપ ગીતામાં પ્રગટ થયું છે ગીતાને હું વેદ-ફળ અને વેદને ગીતા-બીજ કહું છું. ફળનો સ્વાદ બીજમાંથી ન મળે એટલે કોઈ બીજ ચાવે અને તેનો જે રસ પ્રાપ્ત થાય તેનું વર્ણન કરે તો તે સામે વિરોધ ન હોઈ શકે. એટલે જે અભારતીય વિદ્વાનોએ આ વેદબીજને ચાવ્યું છે તેમનો પણ બહુ આભાર છે. કારણ કે તેમણે વેદને માનવજાતિનો મૂળ સ્રોત કહ્યો છે. આથી એનું વધારે ગૌરવ ન થઈ શકે.

આમ આખું વિશ્વ જ વેદ સંતતિ છે. અને માનવ સંસ્કૃતિનાં મૂળનાં દર્શન માટે વેદમા જ પ્રવેશ કરવો પડે છે. પછી મિમાંસકો એનો અર્થ પોતપોતાની રીતે ઘટાવે છે કોઈ કે એનો યજ્ઞ પરંપરા પ્રમાણે અર્થ ઘટાવ્યો તો કોઈક બીજી રીતે ઘટાવે આમ અર્થ ઘટાવવાનુ કામ એકાંગી પણ હોઈ શકે. એટલે વેદમાં જે માનવજીવનનું ચિત્ર છે ને પ્રાથમિક માનવજાતિનું ચિત્ર છે એમ કોઈ અર્થ ઘટાવે તો હું એમને દોષ ના દઉં પણ કોઈ પોતાના અર્થનો જ આગ્રહ રાખે તો તે ખોટું છે

કોઈ અગ્નિને બ્રહ્મ કહે છે, કોઈ વાયુને બ્રહ્મ કહે છે, પણ એનો અર્થ એટલો જ કે એનામાં રહેલી શક્તિ બ્રહ્મશક્તિ છે. બાદરાયણે એને વિચિત્ર અનંત શક્તિવાળો કહ્યો છે. વેદ પોતે પણ કહે છે કે કોઈ એને યમ, કોઈ એને માતરિશ્વા કહે છે. પણ સત્ય એક જ છે ને ઉપાસકો એને જુદા જુદાં નામ આપે છે. આથી વધારે સમન્વયનો ઉદ્ગાર ક્યાંય સાંભળવા મળ્યો નથી. ઋગ્વેદની ખુબી જ એ છે કે એ બધાનો સમન્વય

કરે છે. અગ્નિની સ્તુતિ કરતાં કહે છે કે તું જ સર્વસ્વ છે. તેવી જ રીતે સૂર્ય, ઇન્દ્ર વગેરે વિષે પણ કહે છે. વેદમાં શબ્દ અર્થઘન હોય છે. એ કામધેનુ છે અને એની પાસેથી જે અર્થ મેળવવો હોય તે મળે છે.

એમાં એક ઋષિ પ્રાર્થના કરે છે કે દીર્ઘ તમિસ્રનું મારા પર આક્રમણ ન થાવ અને મને અભય જ્યોતિ પ્રાપ્ત થાવ. અભય જ્યોતિ સાંભળતાં જ એનો અર્થ પરમાત્મા થાય છે. એ કોઈને શક રહેતો નથી અને દીર્ઘ તમિસ્ર એટલે દીર્ઘ યાતના એવો અર્થ થાય; પરંતુ ઉત્તર ધ્રુવની ઉત્પત્તિની દૃષ્ટિએ જોઈએ તો ત્યાં જે ચાર-છ મહિનાની લાંબી રાતો હોય છે અને ટાઢ ખુબ સતાવે તેનાથી તકલીફ થવાથી ઋષિએ "મને આ દીર્ઘ તમિસ્રી લાંબી રાત્રીઓમાંથી મુક્ત કર" એમ ગાયું હોય તો તે અસંભવ નથી અને અભય જ્યોતિ એટલે ચાર મહિનાનો જે દિવસ હોય છે તેને ધરાવે તો તે ખોટું નથી અને કામધેનુ વેદમાતા પોતે થઈને બાળકને કંઈક (અર્થ) આપતી હોય તો હું શા માટે નિષ્ઠુર બનીને પેલાનો હાથ પકડવા જાઉં કે વેદમાતા કંઈક આપે તો પણ તું ના લઈશ?

એક આર્યસમાજી મિત્ર મારી પાસે આવ્યા હતા અને એમણે મને કહ્યું કે વેદમાં મિત્ર અને વરુણ એ બે શબ્દો આવે છે તેનો અર્થ અનુક્રમે ઓક્સિજન અને હાઇડ્રોજન થાય છે અને એ બે મળીને પાણી બને છે એમ વેદમાં કહ્યું છે. મને જરા વિનોદ કરવાની ટેવ છે એટલે મેં કહ્યું કે એમ અર્થ થતો હશે પરંતુ આજના જમાનામાં પ્રત્યક્ષ પાણીનું વિશ્લેષણ કરીને એ હાઇડ્રોજન–ઓક્સિજનનું બને છે એ જાણવાની તદ્દન સહેલી પ્રક્રિયા છે એ છોડીને વેદમાંથી આમ અર્થ ઘટાવીને જાણવાની આટલી અઘરી પ્રક્રિયા શા માટે જોઈએ? આમ છતાં એ મિત્ર-વરુણથી બનેલું પાણી પીવામાં મને વાંધો નથી.

કોઈ મુસલમાન આવીને મને કહે કે ઘુંટણીએ પડીને પ્રાર્થના કરવા માટે વેદમાં આધાર છે, તો હું તેને પણ કહીશ કે તે બરાબર છે અને ઘુંટણીએ પડીને પ્રાર્થના કરવાની વાત વેદમાં પણ આવે છે. એક મુસલમાન મિત્રને મેં એ વાત પ્રેમથી કહેલી પણ ખરી અને એ સાંભળી ખુશ થયેલા ત્યારે મેં એમને કહ્યું કે તમોએ અપનાવ્યું છે તેમાં થોડો સુધારો કરવો જોઈએ પ્રેમથી વાત થાય છે. તો લોકો સાંભળે પણ છે અજમેરની દરગાહમાં મેં સ્થિતપ્રજ્ઞના શ્લોકો ગાઈને પ્રાર્થના કરી હતી અને ઉરસ વખતે ૧૦ હજાર મુસલમાનોની વચ્ચે કહ્યું હતું કે એમણે સુધારો દાખલ કરી સ્ત્રીઓને પ્રાર્થનામાં બેસવી જોઈએ એ લોકોએ મારી વાત પ્રેમથી સાંભળી અને પછી હું તો એ વખતે એમનો રક્ષક બન્યો હતો. એમણે પ્રાર્થનાને અંતે ખુબ પ્રેમથી મારો હાથ ચૂમ્યો.

માનવ જાતિની સૌથી જૂનામાં જૂની લેખિત સાબિતી વેદ છે એ એક સૌએ માનેલી વાત છે એથી વધારે પુરાણી લેખિત સાબિતી કોઈ નથી સૌ એમાંથી પોતપોતાની ઇચ્છા-વૃત્તિ પ્રમાણે અર્થ કાઢે છે. હું પણ મારી ઇચ્છા પ્રમાણે અર્થ કાઢું છું. તો એ સમગ્ર માનવ જાતિના આદિ ગ્રંથ છે. તેનો અર્થ ઘટાવવામાં આપણે અભિમાન ન રાખવું જોઈએ, બીજાના અર્થનો વિરોધ ન હોવો જોઈએ, અને નમ્રતા રાખવી જોઈએ નમ્રતાની ઉપાસના કરવી જોઈએ. પૃથ્વીને નમ્રતાએ જ ધારણ કરી છે. આવી દૃષ્ટિ રાખીશું તો આપણી જમાતમાં મુસલમાન, શીખ, સર્વેને સમાવી શકીશું.

સોખડા,
તા. ૨૮-૧૦-'૫૮

# સાહિત્યકોના સંમેલનમાં*

વેદમાં વર્ણન આવે છે કે વરુણદેવના ત્રણ પાશોથી જીવ બંધાયેલો હોય છે અને તે વરુણની પ્રાર્થના કરે છે કે આ પાશોથી મુક્ત થાઉં. તો હું પણ આજે આ સાહિત્યકારોની સભામાં [ ધ્વનિવર્ધક યંત્રોના ] ચાર ચાર પાશોથી બંધાયેલો છું એમાંથી જો એક પાશ ઓછો થાય [ એક યંત્ર સ્થિર રહેતું નહોતું ] તો વરુણના પાશની બરાબરી થાય

ગયાં સાતઆઠ વર્ષમાં અનેક ભાષાઓના પ્રાંતોમાં ભૂદાનયાત્રા થઈ અને તે તે પ્રાંતોમાં સાહિત્યકારોની આગળ વાતો કરવાનો પ્રસંગ મને મળ્યો હતો. તામિલનાડ, કર્ણાટક, બિહાર, ઓરિસ્સા, બંગાળ, કેરળ, આંધ્ર, મહારાષ્ટ્ર અને ઉત્તર પ્રદેશમાં એમ ઠેકઠેકાણે અનેક કવિઓ અને સાહિત્યકો આવેલા અને મારી વાતો મેં એમને સંભળાવેલી, ત્યારે મને એમની સામે બોલતા કંઈ સંકોચ થતો ન હતો. વિશેષ કરીને સાહિત્યકારોની સામે બોલતાં મને સંકોચ નથી થતો, કારણ કે હું પોતે સાહિત્યક નથી એટલા માટે મારે સંકોચ કરવાને કંઈ કારણ જ નથી. સાહિત્યની ઉપાસના કરનારને સાહિત્યક કહેવાય છે અને હું કંઈ સાહિત્યની ઉપાસના કરનારો માણસ નથી, પણ હું તો સાહિત્યકોની ઉપાસના કરનારો માણસ છું. એટલા માટે

* તા. ૨૯ ઑક્ટોબર ૧૯૫૮ના રોજ બપોરે વડોદરામાં શ્રી વિનોબાએ ગુજરાતના સાહિત્યકોને ઉદ્દેશીને ગુજરાતીમાં કરેલું પ્રવચન.

બધા સાહિત્યકો મારી પર વહાલ વર્ષાવે છે જેમ પેલી ભેંસ હોય છે, અને જો એને સારું ખાણું અપાય તો તે ખૂબ દૂધ આપે છે, અને પ્રસન્ન થાય છે, તેવી રીતે સાહિત્યકોની સ્તુતિ કરનાર કોઈ મળે તો સાહિત્યકો પ્રસન્ન થાય છે અને હું એમનો નિરંતરનો સ્તુતિપાઠક છું, કેમકે હું જાણું છું કે જે માણસ સાહિત્યકોની કૃપા પ્રાપ્ત ન કરે એને "વક્રતુંડ મહાકાય"નો સામનો કરવો પડે; માટે "કાર્યારમ્ભે ગજાનન" કોઈપણ કામ શરૂ કરતા પ'લાં ગજાનનની કૃપા અનુકૂળ કરવી જોઈએ; અને સાહિત્યકો એટલે જ ગજાનન એમનું મોઢામાં મોટુ શસ્ત્ર પેલી સૂંઢ છે સાહિત્યકોની કૃપા કાર્યને માટે એક પરમ આશીર્વાદ છે તેમ હુ હંમેશા સમજું છું અને તેથી સાહિત્યકોની મહેર મારા પર હંમેશા રહી છે અને જો કે મારું જીવન કાર્યરત હતું, તીવ્ર કાર્યક્રમોમા મારા જીવનના અનેક વર્ષો વીત્યાં છે, તોપણ સાહિત્યકોની ઉપેક્ષા ન કરવી એવી મારી વૃત્તિ હતી; અને પંદરવીસ ભાષાઓનુ ઉત્તમ સાહિત્ય જોવાનો અવસર મને મળ્યો છે માટે સાહિત્યકોની કદર એમને પોતાના પ્રત્યેની નથી હોતી તેટલી મને છે. તેઓ પોતે પોતાની બહુ કદર કરતા નથી જે કળા, જે શક્તિ ભગવાને તેમને આપી છે તેની બહુ કદર તેઓ નથી કરતા કેમકે તેમને તે વસ્તુ પ્રાપ્ત છે. માણસની પાસે જે વસ્તુ પ્રાપ્ત નથી હોતી તેની કદર માણસ કરે છે; માણસ પ્રાપ્ત વસ્તુની બહુ કદર કરતો નથી- ઘણા સાહિત્યકો લક્ષ્મીની કિંમત વધારે માને છે, સરસ્વતી કરતાંયે તેની કિંમત તેઓ વધારે માને છે, કારણ કે સરસ્વતી તો તેમની પાસે જ હોય છે, પરંતુ લક્ષ્મી તેમની પાસે નથી હોતી એટલે તેઓ સરસ્વતીની શક્તિની ઓછી કદર કરે તો સમજી શકાય, પણ મારી પાસે લક્ષ્મી પણ નથી. એને હું માતા માનું છું, એટલે બહુ જ આદરથી હું તેના તરફ જોઉં છું. લક્ષ્મી તરફ મને આદર છે, એટલે જ કોઈ પણ જાતનુ સ્વામિત્વ સંપત્તિનું હું માનતો નથી. હું માનું છું કે જે સંપત્તિનું સ્વામિત્વ માનશે તે લક્ષ્મીને માતાના સ્થાનેથી નીચે ઉતારશે

મારે એને તો હું માતૃદેવતા સમજીને એને વિષે બહુ આદર સેવું છું તેમ જ સરસ્વતી વિષે પણ હું બહુ આદર સેવું છું અને સરસ્વતી અને લક્ષ્મીનો વિરોધ શી રીતે થઈ શકે તેની મને ખબર નથી પડતી. બલ્કે ઋગ્વેદમાં મેં એક વાકય વાંચેલું જે મને એકદમ જ ગળે ઊતરી ગયેલું.

"સક્તુમિવ તિતઉના પુનન્તો
યત્ર ધીરા મનસા વાચમક્રત
અત્રા સખાયઃ સખ્યાનિ જાનતે
ભદ્રૈષાં લક્ષ્મીર્નિહિતાધિ વાચિ"

જે સમાજમાં ધીર પુરુષો ધ્યાનપૂર્વક, મનપૂર્વક વાણીનું ઉચ્ચારણ કરે છે અને વાણીને મનાવે છે, વાણીને સંસ્કારે છે, અને જેવી રીતે ચાળણીમાં ચાળીને નિ:સાર વસ્તુઓ આપણે દૂર કરીએ છીએ અને સાર ગ્રહણ કરીએ છીએ, સત્ત્વાંશ ગ્રહણ કરીએ છીએ, તેવી રીતે ધીર પુરુષો વાણીની છણાવટ કરીને તેમાંથી સાર ગ્રહણ કરે છે અને જ્યાં આવું થાય છે તે સમાજમાં લક્ષ્મી રહે છે આજે તો લક્ષ્મીનો પૈસાની સાથે ગોટાળો કરી દીધો છે. એટલા માટે લક્ષ્મીની ઓળખાણ જ નથી રહી અને પછી પેલો પૈસો મેળવવા માટે ઉત્તમોત્તમ જમીનનો ઉપયોગ તમાકુ વાવવામાં કરે છે. એક વખતે આંધ્ર પ્રાંતમાં હું એક ખેતરવાળા રસ્તામાંથી પસાર થઈ રહ્યો હતો અને એ ખેતરમાં ખેડુત ઝારીથી પાણી લઈને એક એક છોડને પાતો હતો. તો મેં એને કહ્યું કે તમે તો આ છોડને પાણી પાઓ છો તે બિલકુલ માતૃવાત્સલ્યવત્ પાઓ છો જેવી રીતે માતા વાત્સલ્યપૂર્વક પુત્રની સેવા કરે છે તેવી રીતે તમે પણ એકએક છોડની સેવા કરો છો. તો એણે મને જવાબ આપ્યો કે પુત્ર કરતાં પણ વધારે સ્નેહથી હું સંભાળ રાખું છું તો મેં એને પૂછ્યું કે કેમ ભાઈ? મારો વિનોદ એને બહુ ગમ્યો, અને એણે પણ વિનોદમાં જવાબ આપ્યો કે "આ તમાકુનો એક એક છોડ મને આઠ આઠ આના આપે છે જ્યારે

એનું દૃષ્ટાંત પેલું છોકરું તો આપવાને બદલે રોજના આઠ આઠ આના ખાય છે!" એ રીતે લક્ષ્મી અને પૈસાનો ભેદ ઓળખાતાં નથી. લક્ષ્મી એટલે શોભા, શ્રી, ઉત્પાદન અને સૃષ્ટિનું ઐશ્વર્ય, સૃષ્ટિની વિષ્ણુશક્તિ, સૃષ્ટિનું નિર્માણ પરંતુ પૈસો એટલે તો કૃત્રિમ. એની કિંમત ઓછીવત્તી થયા કરે કારણ કે એની પોતાની કિંમત નથી હોતી એટલે મેં તો એનું નામ જ લફંગો આપ્યું છે. આજે એક ભોલે અને કાલે બીજું ભોલે એની કિંમત જ આજે બશેર હોય તો કાલે ત્રણ શેર, ચાર શેર. એની વાણીમાં કંઈ મેળ જ નહિં એટલા માટે હું એને લફંગો કહું છું અને લફંગાને નભાવી લેવો એ એક વાત અને એને આખા સમાજનો કારભારી બનાવવો એ બીજી વાત. આજે સમાજની બહુ જ ભયાનક અવસ્થા થઈ ગઈ છે, એટલા માટે એ લક્ષ્મીનું સ્થાન લઈને બેઠો. ઠીક એ જ રીતે, સરસ્વતીનું પણ થઈ ગયું. સરસ્વતી એટલે વાણી, બ્રહ્મશક્તિ. "યાવત્ બ્રહ્મ વિષ્ઠિતમ્ તાવત્ વાક્" બ્રહ્મ જેટલું વ્યાપક હોય છે—વિશાળ હોય છે તેટલી જ વાણી વ્યાપક છે. બ્રહ્મની બરાબરી વાણી કરે છે માટે 'બ્રહ્મ' શબ્દનો અર્થ પણ વાણી થાય છે. સંસ્કૃતમાં મંત્ર એટલે વાણી થાય છે. જેટલું બૃહદ્ વ્યાપક, વિશાળ બ્રહ્મ, એટલી જ વાણી વ્યાપક, વિશાળ હોય છે. પણ તેને બદલે આજે વાણી સંકુચિત થઈ ગઈ છે. અને પછી એવા એવા વિષયોનું એવી એવી વાણીમાં વર્ણન થાય છે કે જેથી કરીને સમાજ ઉન્નત થવાને બદલે ગલત શબ્દોના પ્રયોગથી અવનત થાય છે. શબ્દોનો અર્થ ઉપર ચડવો જોઈએ—ત્યારે સમાજ ઉપર ચડે છે અને જ્યારે શબ્દનો અર્થ નીચે ઊતરી જાય છે ત્યારે આખો સમાજ પતિત થાય છે. ત્યારે એ બધું સરસ્વતીની સાધના કરનારના હાથમાં હતું પણ ધીરે ધીરે પેલા સારસ્વતો એટલે કે સરસ્વતીના ઉપાસકો પૈસાના જ ભક્ત થઈ ગયા. એક વાર એક વિદ્વાન માણસને મેં પૂછેલું કે-સંપત્તિવાન મોટા અને ડાહ્યા કે વિદ્વાન ડાહ્યા? તો એમણે અને જવાબ આપ્યો

કે વિદ્વાન વધારે ડાહ્યા. તો મેં એને પૂછયું કે જો વિદ્વાન વધારે ડાહ્યા હોય તો આજે તો વિદ્વાનો જ સંપત્તિવાનોની પાછળ જતા દેખાય છે અને સંપત્તિવાન વિદ્વાનોની પાછળ આવતા દેખાતા નથી, તેનું શું કારણ? તો એમણે જવાબ આપ્યો કે વિદ્વાનો ડાહ્યા છે એટલે જ એ સંપત્તિની કિંમત ઓળખે છે માટે જ એ સંપત્તિની પાછળ જાય છે અને પેલા સંપત્તિમાનો મૂર્ખા હોઈ વિદ્યાની કિંમત ઓળખતા નથી માટે જ એમની પાછળ નથી આવતા. અને એઓ વિદ્યાની પાછળ નથી જતા તેમાં જ વિદ્યાનો મહિમા પ્રકટ થાય છે એ રીતે સારસ્વતો પોતાની દેવતાને ઓળખી ન શકયા એટલે પછી દરબારી કવિઓ થાય અને જેવી માગણી થાય તે પ્રમાણે લખે મને પણ કેટલીક વાર ઘણા સાહિત્યકો પૂછતા કે અમારા જેવા સાહિત્યકારો પાસે તમારી શી માગણી છે? તો હું તેમને કહેતો કે ભાઈ! સાહિત્યકો પાસે માગણી કરનાર હું કોણ? મારી કશી માગણી નથી સાહિત્યકો સાહિત્યની ઉપાસના અનન્યભાવે કરે અને સરસ્વતીની કિંમત ઓળખે, શબ્દને અવનત ન થવા દે. એટલું કરે તો એમાં ભૂદાન–ગ્રામદાનની સેવા આવી ગઈ. અને બીજી પણ જે સેવાઓ થઈ શકતી હતી તે બધી થઈ ગઈ. એટલે શબ્દને ઉન્નત બનાવવો એ જ કામ છે. શબ્દની કેવી રીતે અવનતિ થાય છે એનું તમને એક દૃષ્ટાંત આપું. "બ્રાહ્મણ" શબ્દ. "અમારા ઘરમાં એક બ્રાહ્મણ રાખેલો છે." અહીં "બ્રાહ્મણ" એટલે કે રસોઈ કરનાર રસોયો. ગૂજરાતમાં કેટલેક ઠેકાણે એને "મહારાજ" પણ કહે છે. આપણા રવિશંકર મહારાજ પણ મહારાજ અને પેલો પણ મહારાજ, શબ્દ કેટલા અવનત થઈ ગયા! ઉપનિષદમાં શ્લોક આવે છે કે—"યથા મહારાજો વા મહાબ્રાહ્મણો વા અતિઘ્નીમ્ આનંદસ્ય ગત્વા શેતે" જેમ કોઈ જનક જેવો મહારાજા લોકસેવાપરાયણ હોય અને વસિષ્ઠ જેવા મહા બ્રાહ્મણ અત્યંત નિશ્ચિંત થઇ ને પરમેશ્વરના અંક પર મસ્તક મૂકી રાત્રે સૂએ છે અને એમને નિઃસ્વપ્ન નિદ્રા આવે છે, અથવા બાળકને પણ એવી જ નિઃસ્વપ્ન નિદ્રા આવે છે,

ઉપાનિષદમાં આવ્યું છે. આમાં પેલો બ્રાહ્મણ અને મહારાજા બને કેટલા નીચે ઊતરી ગયા! એવા તો તમે ગુજરાતીમાં ઘણા શબ્દો જોશો. ગુજરાતમાં જ્યારે શરૂઆતમાં રાત્રિશાળા શરૂ થઈ ત્યારે નરહરિભાઈ પરીખે રાત્રિશાળાના આચાર્યો માટે એક લેખ લખ્યો, જેનું મથાળું હતું: "રાત્રિશાળાઓના આચાર્યોને." એમાં કેટલીક વાતો અંગે એક, બે, ત્રણ એમ કરીને સૂચનાઓ આપી હતી. એમાં એક સૂચના એ પણ હતી કે રાષ્ટ્રીયશાળાના આચાર્યોએ બીડી ન પીવી જોઈએ એ બધી સૂચના સાંભળીને શંકરાચાર્ય અને રામાનુજાચાર્ય શું કલ્પના કરતા હશે કે આચાર્યોને આવી સૂચના કરવાનો સમય આવી ગયો છે! તો પેલો શબ્દ કેટલો નીચે ઊતરી ગયો! પહેલાં તો બાદરાયણાચાર્ય એવી રીતે આચાર્ય શબ્દ વપરાતો હતો પણ હવે તો આચાર્ય શબ્દ આટલો નીચે ઊતરી ગયો અને હવે તો એના કરતાં પણ મોટો શબ્દ જોઈએ એટલા માટે "પ્રાચાર્ય" નીકળ્યો. પ્રોફેસર માટે પ્રાચાર્ય શબ્દ આવી રીતે જ્યારે શબ્દો નીચે ઊતરે ત્યારે સમજવું જોઈએ કે સમાજનું પતન થઈ રહ્યું છે. શબ્દનો અર્થ ફરી જ્યારે ઊંચો ને ઊંચો ચઢતો જાય ત્યારે સમજવું જોઈએ કે સમાજનુ ઉત્થાન થાય છે એટલું બધું સામર્થ્ય શબ્દમાં રહ્યું છે કે શબ્દ એ પરમેશ્વરની શક્તિ છે જે માનવમાં પ્રગટ થઈ છે,—તેનુ નામ શબ્દ છે એવી સ્પષ્ટ વાણી જે માનવમાં દેખાય છે તે માનવેતર પ્રાણીમાં આપણે નથી દેખતા માનવને માટે વાણી એ વિશેષતા છે હું હમેશાં શબ્દશક્તિની કદર કરું છું અને સાહિત્યકોની પાસેથી એટલી જ અપેક્ષા છે કે તેઓ શબ્દને નીચે પડવા ન દે શબ્દ નીચે ન ઊતરી જાય તેની સાવધાનતા રાખી, શબ્દની સંભાળ કરે, જેથી કરીને ભલે દુનિયામાં લોકો ગમે તે રીતે વર્તતા હોય પણ એમના શબ્દો લોકોને એ વર્તતાં પાછા ખેંચી લે. એમને પતનમાંથી ઉંચી લે કે ઊંચા બનાવે એ જ મુખ્ય આશા હું સાહિત્યકારો પાસેથી રાખુ છું.

કેટલીક વાર એમ થાય છે કે સાહિત્યકારો અને બીજા કલારસિકો લોકોને કહે છે કે તમે અરસિક છો, તમે કેળવાયેલા નથી માટે મારી કળાને તમે સમજી શકતા નથી સાહિત્ય, સંગીત, ચિત્રકળાની ખુબી સમજવા માટે આંખ, કાન, મન કેળવાયેલાં હોવાં જોઈએ, એમ જો ન હોય તો તે "એપ્રિસિયેટ' ન કરી શકે—રસગ્રહણ ન કરી શકે. આવું ઘણા સંગીતજ્ઞ, સાહિત્યકો કહેતા હોય છે. આજે લોકો પાસેથી આશા રાખવામાં આવે છે તેથી તદ્દન ઉલટી આશા હું રાખું છું. અરસિકશિરોમણિને રસ પમાડે તે કવિ કહેવાય કોકિલા ગાય છે તો એકદમ સૌનુ ધ્યાન ખેંચાય છે. પરંતુ કોકિલા એવી અપેક્ષા નથી કરતી કે મારું ગાયન સમજવા માટે કેળવાયેલા કાન હોવા જોઈએ. સરોવરમાં સુંદર કમળો ઊગેલાં હોય છે તે બધાના મનને ખેંચી લે છે, તે મનોહર માલૂમ પડે છે પરંતુ તે એવી અપેક્ષા નથી કરતાં કે મારું રસગ્રહણ કરવા માટે લોકોની આંખો કેળવાયેલી હોવી જોઈએ. પરંતુ

"ઋતસ્ય શ્લોકો બધિરા તતર્દ"

સત્યનો જે શ્લોક હોય તે બધિર માણસના કાનમાં પણ પ્રવેશ કરે છે. તો જેને શિક્ષણ મળ્યુ નથી એવા સહજ અશિક્ષિત મનુષ્યને જો આપણે રસ ન પહોંચાડી શકીએ તો રસનું ઝરણું સાવ સુકાઈ ગયેલું છે એમ હુ તો માનુ. તો હુ તો એમ ન કહુ કે પેલા ભાઈ રસિક નથી પણ એમ કહુ કે રસ પમાડવાની શક્તિ આમનામાં નથી માટે કવિત્વ ઓછું પડે છે. બિલકુલ સહજ ભાવે જે શબ્દ બધાને ખેંચી શકે એમાં જ વધારેમાં વધારે કળા પ્રગટ થાય છે અને તેમ થાય તો જે કળા ગ્રહણ કરવા માટે ગ્રાહક પાસે વિશેષ શિક્ષણની અપેક્ષા હોય એમાં પણ કાંઈ કળા હોય પણ એ કળા સ્વયંપ્રત્યક્ષ, સ્વયંસ્પષ્ટ નથી જેમ કે ચંદ્રમા "ચંદ્રમા મનસો જાતઃ" હોઇને સૌના મનને ખેંચી લે છે. નાનુ બાળક પણ ચાંદામામાની વાત કહે છે અને આગ્રહ રાખે છે કે ચાંદામામા મારી પાસે આવવા જોઈએ,

એટલા માટે આકર્ષણ સહેજે થાય છે. પક્ષીઓને આકર્ષણ થાય છે સૂર્યોદયનું. તે અત્યંત સ્વાભાવિક આકર્ષણ છે. જે વસ્તુ માટે સ્વાભાવિકપણે આકર્ષણ થાય છે, તે વસ્તુમાં સર્વશ્રેષ્ઠ કળા પ્રગટ થઈ, એવો મારો અભિપ્રાય છે. આ તો હું સહેજે બોલી ગયો.

ટોલ્સ્ટોયે એક વાર ટીકા કરેલી. શેક્સપિયર પર એનું "ક્રિટીસિઝમ" હતું. શેક્સપિયર એક બહુ મોટા મહાન સાહિત્યક મનાય છે પણ એનામાં કંઈ સાર નથી એવા અર્થવાળું કથન ટોલ્સ્ટોયે કર્યું હતું. તે પોતે એક મહાન સાહિત્યક હતા એમ બધા માને છે અને એમણે પોતે પોતાના ઉપર પણ ટીકા કરી છે કે મેં ઘણી મોટી મોટી નવલકથાઓ લખી છે પરંતુ તેમાં હું કંઈ સાહિત્ય જોતો નથી, પરંતુ જે મારી નાની નાની કથાઓ છે તેમાં જ મારી કળા પ્રગટ થઈ છે. કારણ કે પેલી જે નાની નાની કહાણીઓ છે તે બિલકુલ સહજભાવે નાનાં છોકરાં પણ સમજી શકે છે અને મોટા માણસો પણ સમજી શકે છે, કેળવાયેલા અને વગર કેળવાયેલા અશિક્ષિતો પણ સમજી શકે છે. જેનું રસગ્રહણ સાર્વજનિક સર્વજનોલભ્ય, સર્વજનોના હૃદયને જે સ્પર્શ કરી શકે તેવી જે વસ્તુ હોય તેમાં સર્વોત્તમ સાહિત્ય પ્રગટ થયું એમ કહેવાય, કેમકે સાહિત્ય એટલે જ સહિત–સાથે એમ થાય છે, જે સાહિત્ય અમુક માણસોની સાથે જવાની કલ્પના કરે. સૌની સાથે જવાની જેનામાં શક્તિ ન હોય, તેનું સાહિત્યપણું સંકુચિત થયું કહેવાય. સાહિત્ય શું એવું ન થઈ શકે કે બધા જ ઇચ્છે આ મારી સાથે હોય? જેવી રીતે બધા છોકરાઓ કહે કે મને ગોળ મળવો જોઈએ. સ્વાભાવિક રીતે ગોળ વિષે પ્રીતિ સૌ છોકરાઓને હોય છે તેવી રીતે સાહિત્ય વિષે પણ જો સૌને પ્રેમ ન હોય તો તે સાહિત્ય સાહિત્ય ન રહે, રાહિત્ય થઈ જાય. અમુકને માટે જ, કોઈ સ્પેશ્યલ ખાસ સમૂહ હોય તેની સાથે જ સાહિત્ય જતું હોય અને આખા સમાજ સાથે જો તે ન જઈ શકતું હોય તો તે સાહિત્ય સંકુચિત થઈ

જાય. અને મને ધાસ્તી છે કે આપણું સાહિત્ય હિન્દુસ્તાનમાં ધીરે ધીરે ઘણું સંકુચિત થતું જાય છે, કારણ કે જે સર્વજનોને માટે હતું તે હવે વિશિષ્ટજનોને માટે થઈ ગયું. આ કાંઈ સાહિત્યની પ્રગતિ નથી પણ સાહિત્યની સંકુચિતતા જ છે એવું મને ભાસે છે. હું ટોલ્સ્ટોયના એ કથનમાં પુરી રીતે સંમત નથી થતો કે શેક્સ્પિયરમાં કશો સાર નથી, પણ ટોલ્સ્ટોયના કથનમાં કે ન્યાં એણે જે રીતે શેક્સ્પિયરની ટીકા કરી છે તે કથનમાં ઘણો સાર છે એમ હું માનું છું; એની ટીકામાં જે દૃષ્ટિ છે તેમાં એ બહુ સ્પષ્ટ છે એમ હું માનું છું. અને જે રીતનું ટોલ્સ્ટોય સાહિત્ય ઇચ્છે છે તે રીતનું શેક્સ્પિયરમાં પડ્યું છે. એટલા માટે શેક્સ્પિયરનો બચાવ થઈ શકે છે કે એમાં પણ સાર છે. પણ તેમ છતાં ટોલ્સ્ટોયની ટીકાનો મર્મ માનવો જોઈએ, એના પર વિચાર કરવો જોઈએ. તમે જાણો છો કે ભાગવતમાં સંસ્કૃતનાં અત્યંત મધુર કાવ્ય લખેલાં છે અને તે સૌને અત્યંત આકર્ષક થયેલાં છે. હવે ભાગવત જ લઈએ તો એની ભાષા જરાક કઠણ છે. તેમ છતાં એ બહુ મધુર છે. માધુર્યમાં તો એની સાથે કોણ હરીફાઈ કરી શકે? સંસ્કૃતમાં ભાગવત એ અપ્રતિમ ગ્રંથ કહેવાય. આખી જનતાનાં પાપનું જે નિવારણ કરી શકે એવો જે વાગ્વિસર્ગ હશે તે ભગવાનને પ્રિય હોય છે, એ ભગવદ્ પ્રિય થાય છે. આખી જનતાના પાપને ધોઈ શકે એવો જે વાગ્વિસર્ગ હોય તે સર્વોત્તમ કાવ્ય કહેવાય. ઋગ્વેદમાં કવિની વ્યાખ્યા બહુ જ ટુંકામાં કરી છે, પરંતુ એમાં બહુ જ સમગ્રદર્શન થાય છે. "બ્રહ્મા દેવાનાં પદવીઃ કવીનામ્ ઋષિઃ વિપ્રાણામ્ ।"

જેવી રીતે વિપ્રોમાં-જ્ઞાનીઓમાં ઋષિ શ્રેષ્ઠ કહેવાય, કેવળ બુદ્ધિથી વિચાર કરનારા તે નહિ પરંતુ જે ધર્મની રક્ષા કરે છે તે દ્રષ્ટા શ્રેષ્ઠ કહેવાય વિપ્રોમાં શ્રેષ્ઠ ઋષિ કહેવાય તેમ કવિતામાં શ્રેષ્ઠ પુરુષ જે પદપ્રાપ્ત થયો છે તે પદવિત્ પદજ્ઞ કહેવાય. એટલે કે જે

પદ, પદની સુધી પહોંચી ગયો છે તે ઉપર પહોંચીને નીચે જુએ છે અને ચારે તરફ નજર નાખે છે તેને સમગ્ર દર્શન થાય છે. સમગ્ર દર્શન વિના સાહિત્ય નિર્માણ નહિ થાય. એ ઊંચે ચઢે ત્યાંથી ચારે બાજુ જુએ તો સમગ્ર દર્શન થાય અને નીચેથી જુએ તો સંકુચિત દર્શન થાય આંખો તાણી તાણીને જુએ તો જેટલું જુએ તેટલું જ દેખાય. એનાથી જરા વધારે સ્પષ્ટ જુએ, બારીક નજરથી જુએ તો થોડું વધુ સ્પષ્ટ દેખાય; પણ જેટલું જોવાય તેટલું તે જુએ; પરંતુ તે ઉપર ચઢે અને તે પછી ચારે તરફ જુએ તો એને વ્યાપક દર્શન થાય.

"પબ્બતટ્ઠો વ ભુંમટ્ઠે ધીરો બાલે અવેક્ખતિ"

—ભગવાન ગૌતમબુદ્ધ બોલી ગયા કે એ જે પર્વતસ્થ પુરુષ છે તે પર્વત પર ચઢે છે અને પછી નીચે જુએ છે, જે ભૂમિ પર ફરનારાઓ છે તેમની સામે તે જુએ છે. તેવી રીતે જ્ઞાની કવિઓ ઉપર જઈને બધાને જુએ છે. જે કવિ પોતે વિકારગ્રસ્ત હોય છે તે બીજાના વિકારોનું માપન નથી કરી શકવાનો. આ એક બહુ વિચિત્ર હું બોલી ગયો. ઘણાને એમ લાગે છે કે સૃષ્ટિના વિકારોનું દર્શન તેને જ થાય, જેને પોતાને એનો અનુભવ હોય. હું ઊલટું જ કહું છું કે જેવી રીતે થર્મોમિટરને પોતાને જો તાવ હોય તો તે તાવને ન માપી શકે પરંતુ એને પોતાને તાવ હોતો નથી એટલા માટે જ એ બીજાના તાવને ઠીક માપી શકે છે, તેવી રીતે જે લોકો વિકારોથી ઉપર ઊઠયા હોય, જેઓ ઉદાસીન હોય, ઉત્–આસીન હોય, (પોતાને જે અળગો માને, જાણે આકાશરૂપ થઈ ગયા માટે) એ ઉત્તમ દર્શન કરી શકે, સમ્યગ્દર્શન કરી શકે. એટલા માટે હું એવી અપેક્ષા રાખું છું કે જે [illegible]નું [illegible] મેં કરેલું છે અને જેની મારા ઉપર અસર થઈ છે [illegible] દિલનો ઉત્તમ થવા અને શાશ્વત ચિરંતન સાહિત્ય સમાજને [illegible] જ આપી શક્યા જેઓ પોતાના મનથી ઉપર પહોંચી ગયા.

મનની અંદર જે ઘુમ્યા કરે છે તેઓ ભલે બીજા કેટલાક સહધર્મીઓને આકર્ષણ કરે. જેવી રીતે બાણભટની કાદંબરી કોઈ કામવિહ્વળ પુરુષ હોય તેને જરૂર ખેંચી શકે, કેમકે પેલો સહભાવી હોય એને એટલું આકર્ષણ થઈ જાય છે. પરંતુ તે સમસ્ત સમાજને ખેંચી ન શકે. અમુક એક અંશ હોય છે એ અંશ જ એનું ગ્રહણ કરી શકે, પણ વાલ્મીકિનું રામાયણ સૌને આકર્ષણ કરે છે કેમકે વાલ્મીકિ પોતે સર્વભૂતાનુકંપા રાખનારો હતો પણ પોતે તો પોતાના સુખદુઃખથી પર હતો. વાલ્મીકિ તો પોતાના સુખથી સુખી અને પોતાના દુઃખથી દુઃખી ન હતો. તે બીજાઓના સુખથી સુખી અને બીજાઓના દુઃખથી દુઃખી થઈ શકતો હતો. જે પોતાના સુખથી સુખી, અને પોતાના દુઃખે દુઃખી થતો હશે—જેમક કોઈ જાનવર હોય છે, તેને પછી પોતાના સુખદુઃખથી ભિન્ન કોઈ વસ્તુનું ભાન નથી રહેતું. એ તો એના પોતાના સુખદુઃખમાં જ ગુલ્તાન રહે છે. તેને આખી સૃષ્ટિમાં "તન્મયમ્ જગત્" દેખાય, એને પોતાનું જગત જ દેખાય છે. પોતે દુઃખમગ્ન છે તો આખું જગત તેને દુઃખમગ્ન દેખાય છે. એને પોતાને શૂન્યજગત દેખાય છે તો જગત પણ એને શૂન્ય દેખાય છે.

મારા સંસારમાં એવી આપત્તિ આવી પડી કે હવે મને આખો સંસાર, જગત શૂન્ય લાગે છે પણ જગત તો પૂર્ણ જ છે, એ કંઈ શૂન્ય નથી. એ કાલે જેવું હતું તેવું જ આજે છે, અને આવતી કાલે પણ તેવું જ રહેશે પણ મારા ઉપર પણ એવી આપત્તિ આવી પડી છે કે મને તે જગત શૂન્ય ભાસે છે—અને તે ભાસે જ છે, આખા જગતને એવો અનુભવ નથી થતો. તો, જેનામાં વિશ્વની સાથે થવાની શક્તિ ન હોય તો તે કવિ ન બની શકે. કવિ કાળિદાસે એક સુંદર વિલાપ વર્ણવ્યો છે "અજવિલાપ." એક ભાઈએ મને કહ્યું એવો તો સુંદર એ વિલાપ છે, તો મેં એમને પૂછ્યું કે એમાં શું સૌંદર્ય છે? ભાઈ, આ બતાવો તો ખરા. તો એમણે મને કહ્યું કે તે એવું

તો સુંદર છે કે એ સાંભળીને આંખમાંથી એકદમ આંસુ આવી જાય. તો મેં એમને કહ્યું કે ધારો કે માનો કોઈ છોકરો મરી ગયો અને મા જે વિલાપ કરે તે શું કાળિદાસના વિલાપ કરતાં એનામાં ઓછી શક્તિ હોય છે? તેજ જોઈને આપણી આંખમાં આંસુ ન આવે કે? તો પછી કાળિદાસની વિશેષતા શું હતી? કાળિદાસની વિશેષતા એ હતી કે જે પેલી માને નથી સૂઝતી. પેલી મા તો પુત્રના વિયોગના દુઃખમાં તન્મય થઈ જાય છે. એટલે કાળિદાસને જે સૂઝે છે તે "મરણં પ્રકૃતિઃ શરીરિણાં વિકૃતિર્જીવિતમુચ્યતે બુધૈઃ" મરણને જીવનમાં વિકૃતિ માનીએ તો દુઃખ થાય છે પરંતુ દુઃખ તો જીવનમાં હોય છે છતાં તેનું આરોપણ મરણ પર કરવામાં આવે છે. દાખલા તરીકે એક માણસ એવો છે કે જે દુઃખથી પીડાય છે અને જે એમાંથી મુક્તિ પામવાની કોશિશ કરે છે, પરંતુ એ દુઃખ મટાડવાનું સામર્થ્ય ના ડૉકટરમાં છે, ના પત્નીમાં છે, ના એના ભાઈમાં કે ના એના પુત્રમાં છે. એ દુઃખમાંથી એને જે મુક્તિ અપાવે છે તે એનો મહામિત્ર મૃત્યુ છે. પરંતુ મૃત્યુ ઉપર દુઃખદાયીનો આરોપ કરવામાં આવે છે અને એવું તો ભયંકર વર્ણન કરવામાં આવે છે કે જેથી એવું લાગે કે ચોરને છોડીને શાહુકારને ફાંસીએ ચઢાવ્યો. મરણ એ કાંઈ આપત્તિ નથી. એ દુઃખમાંથી મુક્ત કરાવનારી વસ્તુ છે. અને મૃત્યુ વખતે જે દુઃખ છે તે જીવનના દોષોને પરિણામે આવેલું દુઃખ છે. તો, જીવનને એમાં જે દુઃખોમાંથી છોડવવાનું કોઈનું સામર્થ્ય નથી. તે સંત્રસ્ત જીવને મૃત્યુ એવી સ્થિતપ્રજ્ઞની દશામાં પહોંચાડી દે છે કે પછી એને ન સુખ થાય, ન દુઃખ થાય. આવા મહામિત્રને પણ શત્રુ સમજીએ છીએ. મૃત્યુ આવે છે તો આપણે સ્થિતપ્રજ્ઞ થઈએ છીએ કે નહિ તેનો જરા પ્રયોગ કરીને જોઈએ છીએ. એક પ્રયોગ તો એ કરીએ છીએ કે પેલા મૃત માણસને નવરાવીએ છીએ અને પછી જોઈએ છીએ કે એ દેહ સંતુષ્ટ થાય છે કે નહિ, ખુશ થાય છે કે નહિ. એ દેહને કંઈ સંતોષ થતો દેખાતો નથી એટલે

આપણે સમજી જઈએ કે એ સ્થિતિપ્રજ્ઞ થઈ ગયો. એ પોતાના સુખથી સુખી નથી થતો, એ તો આપણે જોઈ લીધું. પરંતુ એ પોતાના દુઃખે દુઃખી થાય છે કે નહિ એ જોવા માટે આપણે બીજો પ્રયોગ કરીએ છીએ. આપણે એને અગ્નિ પર બાળીએ છીએ અને જોઈએ છીએ કે અગ્નિના સ્પર્શથી એ દુઃખી નથી થતો ને! એટલે સાબિત થાય છે કે એ પરિપૂર્ણ સ્થિતપ્રજ્ઞ થઈ ગયો. એને નવરાવીએ છીએ ત્યારે એ સુખી નથી થતો, એને સ્મશાનમાં લઈ જઈને બાળીએ છીએ ત્યારે દુઃખી નથી થતો. માટે એ સિદ્ધ થઈ ગયું, એ પાકો નિશ્ચય થઈ ગયો કે "દુઃખેષુ અનુદ્વિગ્નમનાઃ સુખેષુ વિગતસ્પૃહઃ" આવી દશામાં એને વગર પુણ્યે મૃત્યુએ પહોંચાડયો. આવી પરમ દશા પ્રાપ્ત કરાવવા છતાં આવી અવસ્થામાં આપણે મહામિત્રને શત્રુ કહીએ છીએ એ ઉચિત કહેવાય? તો કાળિદાસે અજાવલાપમાં મરણં પ્રકૃતિઃ શરીરિણામ્ આ જે સાર કાઢયો છે તે કોઈ દુઃખી કે વિયોગી જીવે વિલાપ કર્યો છે તેવો નથી. એટલા માટે કાળિદાસનું મહત્ત્વ છે. તો મને એમ લાગે છે કે સાહિત્યશક્તિ, શબ્દશક્તિ ત્યારે જ માણસ પ્રગટ કરી શકે કે જ્યારે એ સામાન્ય મનથી ઉપર જઈને પછી જનતાના માનસ તરફ જુએ છે. એ જે તન્મયતા છે, પોતાના સુખમાં સુખી થવાની, અને પોતાના દુઃખમાં દુઃખી થવાની એવી તન્મયતા કવિને હોય તો એ કવિ ન બની શકે. જે પોતાના દુઃખમાં તન્મય હોય છે તે તો અમુક લોકોને ખેંચી શકે છે, પરંતુ એ સર્વજનોને ખેંચી શકતો નથી. એનામાં એ શક્તિ પ્રગટ થઈ શકતી નથી માટે મારો આ વિચાર હું આપ લોકોની આગળ રજુ કરવા માગું છું કે સાહિત્યક તરીકે પોતાનું જીવન જે તટસ્થ અને અનાસક્ત કરી શકે એટલું તમારે કરવું જોઈએ અને પછી લોકવિમુખ થવું ન જોઈએ. તટસ્થતા અને અનાસક્તિ કેળવ્યા પછી લોકવિમુખ થઈએ તો તેઃ બળ પાછો એક બીજો ખતરો ઊભો થાય. જેમ કોઈ જીવ પોતાન'

સુખદુઃખમાં તન્મય થઈ જાય તો એમાં ખતરો છે, તેમ એવી રીતે જે જીવ સુખદુઃખથી પર થઈને લોકવિમુખ થઈ જાય તેમાં પણ ખતરો છે એ થઈ શકે (એ લોકવિમુખ થઈ જાય, તો એ એટલો ઉપર ચઢી શકે છે, જ્યાં એની શબ્દશક્તિ કુંઠિત થઈ જાય છે) તો એવી અવસ્થામાં એ એક પણ શબ્દનું ઉચ્ચારણ કર્યા સિવાય મહાકવિ થઈ શકે તેમ હું માનું છું. પણ એ અવ્યક્ત થઈ જાય છે અને અવ્યક્તનો સ્પર્શ સમાજને થાય છે પરંતુ અવ્યક્તનું જ્ઞાન સમાજને કે કોઈને નથી થતુ માટે લોકોને જેનુ ભાન છે તેને આપણે સાહિત્યક કહીએ છીએ માટે આપણે જે સુખદુઃખથી ઉપર છે, મનથી ઉપર છે, વિકારોથી ઉપર છે અને લોકવિમુખ ન હોય અને પોતાને સાક્ષીરૂપે જોતો હોય અને જો પછી સાહિત્ય પ્રેરણા થાય તો હું એને ઉત્તમ સાહિત્યક સમજું છું. અને એના સાહિત્યને પણ હું ઉત્તમ સાહિત્ય સમજું છું.

હવે આ ભૂદાન-ગ્રામદાન વગેરે જે ચાલે છે તેમાં તમારે શી મદદ આપવી તે હું તમને સુઝાડું તો તે મારા અધિકારની બહારની ચેષ્ટા ગણાય, જે હું નથી કરવાનો. પરંતુ હુ તમને એટલું જ કહેવા માગું છું કે આ જમાનામાં છેલ્લાં સોદોઢસો વર્ષોમાં જે કલ્પનાઓ આપણા દેશમાં સ્ફુરી એ વિશેષ કલ્પનાઓમાં આ ગ્રામદાનની કલ્પના આવે છે. મેં ઘણીવાર કહ્યું છે કે—અને આજે બહુ વિસ્તારથી ન કહું તો એટલું જ કહીશ કે—સર્વ ઉપાસનાઓનો અનુભવ સમાન હોય છે એ મહાન વસ્તુ આપણા દેશમાં રામકૃષ્ણ પરમહંસે સાધના કરીને દુનિયાની આગળ મૂકી અને મનથી ઉપર જઈને પરમેશ્વર સુધી પહોંચી ત્યાંનો અનુભવ લઈને પાછું વિશ્વસેવા અર્થે લોકોમાં કામ કરવાની એક ભૂમિકા—અતિ મનસની ભૂમિકા તરફ બધાનું ધ્યાન શ્રી અરવિંદે ખેંચ્યું. આપણા દેશ માટે આ કંઈ નવી વસ્તુ હતી એવું નથી. આ પહેલાં એનું દર્શન આપણા દેશમાં અને બીજા દેશમાં

ઘણાઓને થયેલું. પરંતુ એ તરફ વિશેષ રીતે શ્રી અરવિંદે ધ્યાન ખેંચ્યું. અને દુનિયાના કલેશો મટાડવા માટે શસ્ત્રશક્તિ નહિ પરંતુ સત્યાગ્રહ-શક્તિ વિજ્ઞાનના જમાનામાં કામ કરશે તેનું દર્શન મહાત્મા ગાંધીજીએ દુનિયાને કરાવ્યું આ ત્રણ વિશેષ દર્શનો નવભારતમાં પ્રગટ થયાં. તો હું નમ્રતાપૂર્વક આપની આગળ કહેવા માગું છું કે એવું જ આ એક ચતુર્થદર્શન ભારતમાં સર્વોદય શબ્દની ઉપાસનાથી નિર્માણ થયું છે. જેમ હવા અને પાણી એ સાર્વજનિક છે તેવી રીતે ભૂમિ, લક્ષ્મી, વિચાર અને શક્તિ એ સર્વજનિક હોવી જોઈએ. આ વસ્તુ સૌને માટે છે અને સૌને માટે વાપરવી જોઈએ, એ સર્વસમર્પણ થવી જોઈએ. આ એક વસ્તુ આર્થિક અને સામાજિક ક્ષેત્રમાં ક્રાન્તિ કરાવે એવી વસ્તુ હિન્દુસ્તાનમાં પ્રગટ થઈ છે. તે સર્વોદય શબ્દની ઉપાસનામાંથી પ્રાપ્ત થઈ છે. આ ચોથી વસ્તુ છે એમ હું નમ્રભાવે તમારી આગળ રજૂ કરવા માગું છું અને એ રીતે આ વિશેષ વસ્તુ જે પ્રગટ થઈ છે તેનું ચિંતન-મનન કરજો અને તેની સાથે સહેજે જેટલા સમરસ થઈ શકાય તેટલા થજો એટલી વિનંતી કરીને આ મારું કથન સમાપ્ત કરવા માગું છું.

ગુજરાતમાં જ્યારથી પ્રવેશ કર્યો છે ત્યારથી ગુજરાતના ચહેરા-ઓમાં હું કાંઈ વિશેષતા જોયા કરું છું—જે વિશેષતા તેઓ પોતે ન જોતા હોય, કેમક તેઓ પોતાના દ્રષ્ટા થઇ શકતા નથી, પરંતુ હું જોઉં છું અને મને ભાસે છે કે હિન્દુસ્તાનના આ ખુણામાંથી—આ ગુજરાતમાંથી વિશ્વને કાંઈક મળવાનું છે. જો તેમ ન હોત તો ગાંધીજી ગુજરાતમાં પેદા જ ન થયા હોત. ગાંધીજી ગુજરાતમાં પેદા થયા તે અકસ્માત નથી, પરંતુ ગુજરાતમાં એવી શુદ્ધ શક્તિ પડેલી છે જેનું એ સ્વાભાવિક સ્ફુરણ હતું. તો, એમના ગયા પછી આપણે ગમે તે રીતે વર્તતા હોઈએ તોપણ આપણા સમાજને એમણે જે વ્યાપક દર્શન કરાવ્યું છે તે આ ગુજરાતમાં વિશેષરૂપે કામ કરે...